" સુન્દરીસુબોધનાં " ગ્રાહકોને ત્રીજી ભેટ.

( રા૦ દિનકરરાવનાં સ્વર્ગસ્થ પત્ની સૌ. સુલક્ષણાના સ્મરણાર્થે. )

# કપિંજલા.

રચનાર-સુમિત્ર.

પ્રકાશક-બન્ધુસમાજ.

મૂલ્ય:—આના ૭.

“ સુન્દરી સુબોધ ” ના ગ્રાહકોને ત્રીજી ભેટ.

( રા. દિનકરરાવનાં સ્વર્ગસ્થ પત્ની સૌ સુલક્ષણાના સ્મરણાર્થે )

# કપિંજલા.


રચનાર, સુમિત્ર.



પ્રકાશક.

બન્ધુસમાજ,—અમદાવાદ.


यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।

मनु.

( પ્રસન્ન દેવતા રહે જ્યાં પામે સન્માન સુન્દરી. )


વિ. સં. ૧૯૬૩ ઇ. સ. ૧૯૦૭.

મૂલ્ય—આના ૭.



सौ. सुलक्षणा

રા. દિનકરરાવ વ્હાલાભાઈ ધ્રુ નાં સ્વર્ગસ્થ પત્ની.

जन्म. वि. सं. १९३७ मृत्यु वि. सं. १९६१.

# પ્રસ્તાવના.

એક એવો સમય હતો કે આપણા દેશમાં સ્ત્રીઓ ઉત્ત[illegible] પદ ભોગવતી. કાંઇ પણ કાર્ય પુરૂષ સ્ત્રી વગર કરી ન શક[illegible]. તે વખતમાં સ્ત્રીઓ ઉન્નત વર્તનવાળી, સુન્દર આકૃતિવાળી, તનદુરસ્ત, ઉલ્લાસથી ભરપૂર, ઉત્તમ કેળવણી પામેલી માલુમ પડતી. સીતા, દમયન્તી, સુકન્યા, તારામતી આદિ મહાસતીઓ તે વખતમાં હતી. લીલાવતી જેવી વિદુષી સન્નારીઓ ત્યારે જ હતી. આજકાલ ફીક્કા ચહેરાવાળી, દગ્ધ હૃદયવાળી, રોગથી પીડાયલી, માનસિક આધિથી દુઃખી જણાતી, નિર્બળ અનેક સ્ત્રીઓ નજરે પડે છે અને ઇંગ્લંડ અગર સુધરેલા દેશની કોઈ પણ સ્ત્રીઓ કરતાં આપણા દેશની સ્ત્રીઓ ઘણે દરજ્જે ઉતરતી માલુમ પડે છે. એનું મુખ્ય કારણ સ્ત્રીઓ તરફ રખાતી પુરૂષવર્ગની બેદરકારી ઘણુંકરીને છે. જે ઉન્નત આચાર વિચાર બાળક કન્યાઓને માબાપ તરફથી શિખવવા જોઇએ, જે કેળવણી તેમને મળવી જોઇએ તે મળતી નથી. લગ્ન પણ જેવાં જોઇએ તેવાં થતાં નથી. "પૈસો એજ પરમેશ્વર" એ ભાવના લગ્નના સંબંધમાં ગણવામાં આવે છે; "ઉજળું એ જ દુધ" સમજાય છે. અને પરિણામમાં નિર્દોષ, મૃદુ હૃદયની બાલિકાઓ, ક્ષય, તાણ આદિ રોગનો ભોગ થઈ, ન્હાની ઉમરે મૃત્યુ પામે છે. એથી ઉલટું જો સ્ત્રી ઉન્નત કેળવણીવાળી હોય, ને પતિ તેટલો કેળવાયલો ન હોય, ને સ્ત્રીની બુદ્ધિના વિકાસને સંતોષ આપનાર ન નિવડે, તોપણ તેવું જ દુઃખદ પરિણામ આવે છે.

"**કપિંજલામાં**" કાંઇક તેવાજ ચિત્રનું દર્શન કરાવવા પ્રયાસ કર્યો છે. પુસ્તકનું કદ મર્યાદિત રાખવાની જરૂર હોવાથી કેટલાક વિષય ઉપર બહુ ચર્ચા થઈ શકી નથી. પણ એટલું તો ખરૂં કે મહાત્મા કાન્તિમાન અને પ્રો. મોરેલીટીના જેવો અદ્વૈત સંબંધ ઘણો સ્તુત્ય અને જરૂરનો છે.

**કપિંજલા** જેવી સહનશીલ સતીઓ, અને **પ્રદ્યુમ્ન** જેવા જનસમાજની આગળ પોતાની ભુલ કબુલ કરતા નિડર પુરૂષો, ને **પુંડરિક** જેવા નિઃસ્વાર્થી વિદ્વજ્જનો અને સ્નેહી મિત્રો થશે, ત્યારે આપણો આર્યાવર્ત કાંઇક જુદાજ પ્રકારનો માલુમ પડશે. આ લઘુ પુસ્તકમાં ખામીઓ ઘણી હશે, પણ તેની સુજ્ઞવાચકો દરગુજર કરશે.

અમદાવાદ,
**પૌષ શુકલ પક્ષ ૧.**
**વિ. સ. સં. ૧૯૬૩.**

**સુમિત્ર.**
**બન્ધુસમાજ.**

# અનુક્રમણિકા.


| પ્રકરણ. | પૃષ્ઠ. |
|---|---|
| ૧ શૂરસિંહ... | ૧—૭ |
| ૨ મહાત્મા કાન્તિમાન્ | ૮—૧૨ |
| ૩ નારાયણશર્મા | ૧૩—૧૬ |
| ૪ કપિંજલા... | ૧૭—૨૦ |
| ૫ પ્રદ્યુમ્ન | ૨૧—૨૮ |
| ૬ લગ્ન... | ૨૯—૩૫ |
| ૭ કપિંજલાનો પ્રેમ | ૩૬—૪૧ |
| ૮ મલ્લિકાનો બોધ | ૪૨—૪૫ |
| ૯ પ્રદ્યુમ્નનું મિત્રમંડળ... | ૪૬—૫૧ |
| ૧૦ નિરાશા... | ૫૨—૫૯ |
| ૧૧ કપિંજલા સ્ત્રીલેખક.... | ૬૦—૬૫ |
| ૧૨ પુષ્પાવતી | ૬૬—૭૧ |
| ૧૩ ગરબો... | ૭૨—૭૮ |
| ૧૪ મંદવાડ... | ૭૯—૮૪ |
| ૧૫ મંડલિકપુરનો આશ્રમ | ૮૫—૯૦ |
| ૧૬ મૃત્યુસમાચાર... | ૯૧—૯૭ |
| ૧૭ સંન્યાસી | ૯૮—૧૦૮ |
| ૧૮ આતે સ્વપ્ન કે સાચું | ૧૦૯—૧૧૮ |
| ૧૯ પુંડરિકનું અવસાન | ૧૧૯—૧૩૨ |
| ૨૦ સમાપ્તિ... | ૧૩૩—૧૩૮ |

" સુન્દરી સુબોધ " ના ગ્રાહકોને પ્હેલી ભેટ.

# યોગિની

અથવા

## સાધ્વીઓના જીવનસુવાસ.

પ્રકાશક, બન્ધુસમાજ.

સ્ત્રી-ઉપયોગી ૨૫૦ પાનાનું નવલકથાનું આ રસિક પુસ્તક હિન્દુગૃહસંસારના વર્તમાન સાસરા અને પિયરનો વાસ્તવિક ચિતાર આપી સંયુક્ત ગૃહરાજ્યમાં દિકરી અને વહુના જુદાં જુદાં ચસ્માંથી જોવાતાં ચિત્રો આલેખે છે, ભિન્ન ભિન્ન અવસ્થાની વિધવાઓનાં કર્મની કહાણીઓ વર્ણવે છે; અન્ધશ્રદ્ધાથી ઉદ્ભવતી ધર્માન્ધતાનાં લોકહેણની દુર્ગંધમાંથી નિવારે છે; પતિપત્નીનાં આસુરી, પાર્થિવ અને સ્વર્ગિય જીવનસ્વરૂપોના દર્શન કરાવે છે: સંસાર સુધારાના અનેક પ્રશ્નોનાં ગંભીર અને નિષ્પક્ષપાત દૃષ્ટિએ સર્વમાન્ય નિર્ણય તારવી બતાવે છે, તથ કેટલાક ધુળવાળા પ્રદેશ ઉપર સુધારાની આંધીથી વળગતો મેલ ખંખેરી, સ્ત્રીવર્ગની સત્ય ઉન્નતિનો શીતલ અને શ્રેયસ્કર સુવાસ સુંઘાડે છે, કુમારિકા, પત્ની અને વિધવાના આર્યત્વના ભૂષણરૂપ આદર્શો વાચકહૃદયને પ્રત્યક્ષ કરાવે છે, તથા અંતે વિશુદ્ધ સ્નેહ અને કર્તવ્યપરાયણતાને અર્થે કરેલા આત્મભોગનો દિવ્ય પ્રભાવ ઝળકાવે છે.

મૂલ્ય આના બાર.

સુન્દરીસુબોધના નવા થનાર ગ્રાહકોને અરધી કીમતે.

મળવાનું ઠેકાણું—" સુન્દરીસુબોધ " મન્દિર,—અમદાવાદ.

"સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે"—સ્વર્ગસ્થ
ગો. મા. ત્રિપાઠી.

# સુન્દરીસુબોધ.

આ માસિકમાં હાલ નીચે પ્રમાણે જુદા જુદા લેખ પ્રકાશિત શિત કરવામાં આવે છે.

વર્તમાનરંગ:—ચાલતા બનાવો અને વિષયોની નોંધ; તે ઉપર ચર્ચા, વિવેચન વગેરે.

કાવ્યકુંજ:—કવિતાઓ, સંગીત કાવ્યો અને સ્ત્રીઓને ઉપયોગી ગરબાઓ—ગરબીઓ.

ગૃહધર્મ:—સાંસારિક અને ધાર્મિય વિષયો.

વિદ્યાકળા:—ગુંથનકળા, પાકશાસ્ત્ર ૪૦ વિજ્ઞાન અને વિદ્યા હુન્નરકળાને લગતા વિષયો.

વિવિધવિહાર:—સર્વે પ્રકારના સામાન્ય વિષયો, પરચુરણ લેખ

રમણીમણિમાળા:—દ્રષ્ટાંન્ત લેંવા લાયક સન્નારીઓ-સતી સ્ત્રીઓનાં જીવન ચરિત્રો.

વાર્તાલહરિ:—વાર્તાઓ, નવલકથાઓ, નાટકો, વિગેરે.

સ્વાગતમન્દિર:—અથસ્વીકાર, પત્રો અને અભિપ્રાય માટેનાં પુસ્તકો ઉપર વિવેચન.

આનંદાશ્રમ:—આનંદ આપે ત્હેવા વિષયો.

જ્ઞાનસુગન્ધ:—પુસ્તકો અને પત્રોમાંથી સ્ત્રીઓને ઉપયોગી ઉતારા.

સમયતરંગ:—દેશવિદેશના તાજા સમાચારનો સાર.

# કપિંજલા.

## પ્રકરણ ૧ લું.

### શૂરસિંહ.

" અયિ ! જો જો પેલો ગિરિવર ઉભો રેવત મ્હણે ! "

ગિરનારની રમ્ય તળેટીમાં મંડલિકપુર કરીને એક ગામ હતું. આ સ્થળથી ગિરનારની ખુબી ઘણી જ સારી રીતે જણાતી. ન્હાનાં મ્હોટાં વૃક્ષોની ઘટા ઘણીજ સુન્દર દસ્યમાન થતી હતી. ગિરનારનાં ત્રણ શિખર અત્રેથી એવાં દેખાતાં કે જાણે બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ ત્રણે દેવોએ પોતાની બેઠક સારૂ ત્રણ સ્થાન બનાવ્યાં નહિ હોય ! પક્ષિઓની રમણિયતાની તો વાત જ ન્યારી હતી. રંગબેરંગી પક્ષી યુગલો, જાતજાતના ઉચ્ચાર કરી, કાનને આનન્દ આપતાં. ગામના મ્હો આગળ તુલસી, ડમરો, અને બિલીપત્ર કુદરતી રીતે જ ઉગી નીકળ્યાં હતાં; તે શિવાય ઉદ્યાનોમાં, ગુલાબ, મોગરો, જુઈ, જાઈ, બકુલ ( બોરસળી ) નો પણ શુમાર નહતો. પર્વતનાં ઝરણમાંથી નીકળતી બાળ નદીઓ સદાકાળ બાલિકારૂપ રાખી, અત્રે માત્ર ઝરણારૂપે–સેરરૂપે દેખાતી. એક સાધારણ ભદ્રા નામની નદી ગામને પરિક્રમા કરી રહી હતી. જેનું પાણી સ્વચ્છ હતું.

**ભદ્રા** નદીને **માલતી** અને **સરયુ** નામનાં ઝરણાં જે સ્થળે મળતાં ત્યાં એક સુન્દર મ્હેલ હતો. આ મ્હેલ **કાન્તિમાન્** નામના મહાત્માનો હતો. એ **મ** ડલિકપુરના ગરાસિયા હતા. પોતાને વર્ષે દિવસે બે લાખ રૂપીઆની આવક હતી. ન્હાનપણથીજ એને આત્મજ્ઞાન હતું. એનો પિતા **શૂરસિંહ** ઘણો જ **શૂરવીર** હતો. ઘોડે બેસવાનો શોખીન હતો. બન્ધુક, તલવાર, ઘણી સારી રીતે વાપરી જાણતો. તેમજ શિકારનો ઘણો શોખીન હતો. ડુક્કર, અને ન્હારને તો એ એક ભાલેજ વિંધિ નાખતો. તેમ ચિત્તા, વાઘનો શિકાર પણ વારંવાર કરતો. આસપાસનાં ગામોમાં જ્યારે જ્યારે ક્રૂર પ્રાણિનો ઉપદ્રવ થતો, ત્યારે ત્યારે **શૂરસિંહ**નેજ બોલાવતા. એને ઇંગ્રેજ સરકાર તરફથી પણ ઘણું માન હતું. ઇંગ્રેજ સરકારનો આ સમયે બેસતો અમલ હતો. અને તે વખતે આવા શૂરવીર લોકને એ તરફથી બહુ માન મળતું. પાસે આવેલા **જીર્ણદુર્ગ** નામના મોહોમેદન રાજ્ય તરફથી પણ એને ઘણું માન હતું.

આ પ્રમાણે **શૂરસિંહ**ની ઘણી પ્રતિષ્ઠા હતી. એને **કાન્તિમાન્** નામનો પુત્ર થયો. પુત્રની જન્મથીજ ધાર્મિક વૃત્તિ હતી. અને એ વૃત્તિનો ઉદ્ભવ એને એની ધાત્રીના મૃત્યુથી થયો હતો. દશ વર્ષની ઉમ્મરે એની ધાત્રી વિશુચિકાથી એકદમ મૃત્યુ પામી.

આથી કુમારના મનમાં એની તરફના શોક ઉપરાંત, વ્યામોહ થયો. એના મૃત શરીર પાસે એને આ પ્રમાણે વિચાર થવા લાગ્યો "અરે ! આ શું, મ્હારી ધાત્રી ! કાલ તો મ્હારી જોડે પ્રભુનાં સુન્દર પદ ગાતી હતી, અને આજ જાણે જડવત્ દેખાય છે, એ શું ! ક્યાં ગઈ એની ચપળતા ! ક્યાં ગઈ એની ચૈતન્ય શક્તિ ? "

આ પ્રમાણે વિચાર કરતો શૂન્ય જેવો ઉભો રહ્યો હતો. ત્યાં પિતા આવી પહોચ્યા.

" કુમાર, તું આ સ્થળે ઉભો રહીશ નહિં, તું ત્હારા સહચર જોડે રમવા જતો રહે." રાજા બોલ્યા;" પિતા, મ્હારી ધાત્રીની આ શી દશા ? શું દરેક મનુષ્ય આમ મૃત્યુ પામશે ? " " કુમાર, દરેક પ્રાણિ માત્ર, આમ મરવાનાં. મ્હારા માતાપિતા, સ્ત્રી, ત્હારી માતા આમજ મૃત્યુ પામ્યાં છે, હું પણ આમજ મૃત્યુ પામવાનો."

" પિતા, ત્હારે આ સુન્દર મ્હેલ, ગાડી, ઘોડા, બાગ, પૈસો, વૈભવ, એ બધું આમ જ રહેવાનું, અને આપણે તો ચાલી જવાના ત્યારે આ બધું શા કામનું ? "

" કુમાર ! આ સ્થળ, આ કાળ, ત્હારે એ વિચાર કરવાનો નથી. તું આપણી ઘોડાગાડીમાં બેસી, આપણા નન્દન ઉદ્યાનમાં જા, અને જો મુમ્બાઇથી એક " **હાર્મોનીયમ** " નામનું વાજું લઈ, એક ઉસ્તાદ આવ્યો છે, તે સાંભળ ! "

આ પ્રમાણે વાતચિત થયા બાદ પિતા પુત્ર નોખા પડ્યા. ધાત્રીની ઉત્તર ક્રિયા વિગેરે થયું. શૂરસિંહ તો એ વાત પણ ભુલી ગયો. પણ કાન્તિમાનના મનમાં દૃઢ ઠસી ગયું કે એક દિવસ આપણે મૃત્યુવશ થવું છે.

એ સમયે ગરાસીઆઓને ઇંગ્રેજી વિદ્યા શિખવવામાં આવતી ન્હોતી. તેથી કાન્તિમાનને માટે સંસ્કૃત પંડિતો રાખવામાં આવ્યા હતા, તેમ જ ફારસી મૌલવીઓ પણ રાખવામાં આવ્યા હતા. તે સિવાય એને અંગકસરત, ઘોડા દોડાવવા, નિશાન તાકવા વિગેરે

ઉપર લક્ષ આપવામાં આવતું. જો કે એ બધું શિખ્યો, પણ એને અંતરમાં જબરો વિરાગ હતો. અને એ વિરાગથી એને ભૂતપ્રાણિ ઉપર દયા ઉત્પન્ન થઈ. અને એથી એને શિકાર ઉપર રૂચિ ન થઈ, શૂરસિંહ તો પશુ, પક્ષિનો મારવાનો સુમાર ન રાખતો. એને વિષે નોંધ લેતાં એક યુરોપીયન અમલદારે એમ સર્ટીફીકેટ આપ્યું હતું કે ન્હાના મ્હોટાં મળી તે વરસમાં દશ હજાર પ્રાણિનો શિકાર કરતો.

કાન્તિમાન્ સોળ વર્ષની ઉમ્મરનો થયો, ત્યારે તેનું લગ્ન મલ્લિકા નામની એક સુન્દર કન્યા જોડે કરવામાં આવ્યું. રૂપમાં, ગુણમાં, અને બુદ્ધિમાં આ યુગલ ઘણું જ મળતું હતું.

મલ્લિકાના મન ઉપર કાન્તિમાનની ધાર્મિક વૃત્તિએ સજ્જડ છાપ કરી. કારણ મલ્લિકા એક શુદ્ધ, શાણી, અને શૂરવીર સતી નીકળી. અને આથી દમ્પતીમાં સારો પ્રેમ થયો. કાન્તિમાન્ પોતાની રૈયતની દુઃખી દશા જોવા, અવનવા વેષ લઈ નીકળતો. અને પિતા તરફથી મળતો બધો પૈસો, પોતે ધર્માદામાં વાપરતો. અર્થાત્ તે આંધળાં, લૂલાં, અપંગ મનુષ્યોને પોતાની પાસે જે હતું તે આપી દેતો. અને આવા ધર્મ કાર્યમાં મલ્લિકા સદૈવ તત્પર રહેતી. રાજકુમાર છતાં આવી વૃત્તિથી એની કીર્ત્તિ દેશવિદેશ થઈ હતી. અસંખ્ય માંગણો, બાવાઓ, અતીતો, ફકીરો, મંડલીકપુરની આસપાસ પડયાજ રહેતા, કોઈ આવતા, કોઈ જતા, અને તે સઘળાની બરદાશ કાન્તિમાન્ રાખતો.

આ પ્રમાણે કાન્તિમાન્ તથા મલ્લિકા પરોપકારાર્થેજ પોતાનું

જીવન ગાળતાં. અને ×**परोपकाराय सतां विभूतयः** એ મહા સૂત્ર અક્ષરશઃ અમલમાં મુકતાં.

એક દિવસ એવી બુમ આવી કે "ગિરનારની તળેટીમાં એક સિંહ આવ્યો છે. ને એણે દસ માણસ ને વીસેક ઢોરને માર્યા. અને મનુષ્ય લોહીનો તરસ્યો સિંહ ચોગરદમ હાહાકાર વર્તાવે છે." આથી શીકારી શૂરવીર પુરૂષોનું લોહી ઉકળી આવ્યું. **શૂરસિંહ** પણ પોતાનાં માણસો લઈ તૈયાર થયો. પચાસેક માણસ તૈયાર થયાં. જતી વખતે **કાન્તિમાન**ને બોલાવ્યો. અને કહ્યું. "કુમાર, હું આ દુષ્ટ સિંહને મારવા જાઉંછું. કદાચ આ દુષ્ટ સિંહના ઝપાટામાં હું આવી જાઉંને મૃત્યુપ્રાય થાઉં તો આ રાજ્ય સંભાળજો. અને આપણા અમાત્ય **નારાયણ** શર્માને પુછી બધો રાજ્યતંત્ર ચલાવજો."

આ પ્રમાણે કહી પોતાના સૈનિકો સાથે શૂરસિંહ નીકળી પડયો. ગામના લોકો રાજાને વધાવવા લાગ્યા. બન્દીજનો ગાવા લાગ્યા. રાજા પોતાની ટુકડી સાથે **સુખપુર** નામનાં ગામ આગળ આવી પહોંચ્યો. આ સ્થળથી એકાદ માઇલમાં સિંહની બોડ હતી.

આ વખતે ભગવાન્ સૂર્યનારાયણ અસ્ત પામી ગયા હતા—અને તેને વધાવી લેવાને મયૂરો–કોકિલાઓ, અને બીજાં અનેક પક્ષીઓ આનન્દ રવ કરતાં હતાં. આકાશમાં રંગબેરંગી વાદળીઓના કટકા દેદીપ્યમાન જણાતાં હતા. અત્રે શિકારી મંડળે મુકામ નાંખ્યો.

ચોગરદમ અગ્નિ પ્રદીપ્ત કરવામાં આવ્યો હતો. વાતોના તડાકા ચાલતા હતા. **શૂરસિંહ** પોતાના સોબતીઓ જોડે શિકારનાં પરા-

---

× પારકાના ઉપકારને અર્થેજ સારા માણસના પૈસા છે.

ક્રમની વાતો કરતો. જેથી બધાના મનમાં વીરરસ સારી રીતે ઉપજતો. વાતો કરી બધા મધ્યરાત્રીને સમયે સૂતા. અડધો કલાક નહીં થયો હોય ત્યાં સિંહનાદ દૂરમાં સંભળાયો. "ખબરદાર, શૂરવીરો, કુત્રો આવે છે. હથીયાર તૈયાર કરો, એવો શૂરસિંહ હુકમ કરી, સજ્જ થઇ ગયો—સિંહનો નાદ અને એના સ્હામા સિંહણના પ્રત્યુત્તર ને તેના પડતા પ્રતિધ્વનિ ભયંકરતા છતાં કાંઇક ગંભીરતા પ્રાબલ્ય કરતાં હતાં. લગભગ સ્હવારના ચાર વાગ્યા સુધી આ પ્રમાણે તાડુકા કરતાં સિંહ અને સિંહણ શાંત થયાં, બધાએ જાણ્યું કે બલા દૂર ગઇ. પણ ત્યાં એકદમ એક તરફથી સિંહે અને બીજી તરફથી સિંહણે શૂરવીર મંડળ ઉપર હલ્લો કર્યો. ને એકે ઝપાટે ચાર માણસના પ્રાણ લીધા. આથી ઘણાક સિપાહીઓ ગભરાઇ ગયા. ન્હાસભાગ થવા માંડી. શૂરસિંહે બંદૂક પ્રહાર કરવા માંડયા. તેમજ એના બે ચાર બીજા શિકારીઓએ પણ ગોળી બ્હાર કરવા માંડયા. સિહના નાદ, અને બંધૂકના પ્રતિધ્વનિથી દસ દસ ગાઉ સુધી હોહોકાર સંભળાવા માંડયો.

બરાબર અરૂણોદય સમયે સિંહને પાડયો. પણ તેનું વેર લેવાને સિંહણે એક તરાપ મારી શૂરસિંહને પકડયો. ચપળતાથી શૂરસિંહે પોતાની પાઘડી ડાબા હાથ ઉપર ચ્હડાવી હાથ સિંહણના મ્હોમાં ખોસી દીધો. અને જમણા હાથે તલવાર સિંહણના પેટમાં ખોસી દીધી. ચીસ પાડી સિંહણ પૃથ્વીપર ઢળી પડી. પણ તેજ સમયે શૂરસિંહનો ડાબો હાથ પણ સિહણના મ્હોમાં રહી બ્હાવડાથી જૂદો પડયો. ને મૂર્ચ્છા ખાઇ શૂરસિંહ ઢળી પડયો. થોડીવારે શુદ્ધિમાં આવ્યો. તે વખતે ઘણા શિકારીઓ એકઠા થઇ ગયા હતા. શૂરસિંહનું લોહી અટકાવવા ઘણાક ગામડીઆઓ એકઠા થઇ

પ્રયત્ન કરતા હતા. અને આવા ક્રૂર પ્રાણીનો શિકાર કરનાર શૂરવીરને ધન્યવાદ આપતા હતા. પણ તે બધું થોડીજ વાર હતું. **શૂરસિંહ** થોડીવાર ભાનમાં રહી, તુરત બેભાન થયો. અને જ્યારે પાછો ભાનમાં આવ્યો ત્યારે સન્નિપાતનાં ચિન્હ જણાયાં. **સુખપુરના** ચોરામાં એક ઢોલીયાપર સુવાડયો હતો. હાથ કપાતાં લોહીની ધારાઓ ચાલી જતી હતી. દોડતા ઘોડેસ્વારો **કાન્તિમાનને** તેડવા ઉપડયા હતા.

**શૂરસિંહ** ચીસો પાડતો, ને બોલતો "ઓ **કાન્તિમાન્** મને બધાએ બગીમાં બેસાડયો છે, ને બંધૂકથી મારા શરીરના કટકા કરી નાંખે છે, છતા હું પાછો એનો એ છું. જેટલાં મેં પ્રાણી માર્યાં છે, તે બધાં વેર લેવાને શસ્ત્ર ઝાલી ઉભાં છે–ચોગરદમથી મને બરછી, ભાલા, બંધૂકો વાગે છે." આ પ્રમાણે લવ્યા કરતો. બેભાન થઈ જતો. વૈદ્યો, હકીમો, **સુખપરમાં** આવી પહોંચ્યા–પણ નિરૂપાય હતું. બપોરના બાર વાગતે ઘોડાપર **કાન્તિમાન્** આવી પહોચ્યો. પવિત્ર પુત્રના સ્પર્શથી કાંઇક પિતાને સ્મૃતિ આવી, આંખ ઉઘાડી બોલ્યો "વ્હાલા **કાન્તિમાન્**, ઘોર નર્કમાં જતા જતા ત્હારા પિતાનો ઉદ્ધાર તું કરજે. ઓ માર્યો, માર્યો, ઓ......ઓ......"

એકદમ ચતોપાટ થઇ ગયો. અને પાંચ મિનીટમાં શૂરવીર **શૂરસિંહનો** આત્મા ચાલ્યો ગયો–**શૂરસિંહ** મૃત્યુ પામ્યો.

Come He slow or come He Fast
'Tis but Death that comes at last.
વ્હેલું આવો વા મોડું આવો, છેવટે **મૃત્યુજ** આવે છે.

---

# પ્રકરણ ૨ જું.

## મહાત્મા કાન્તિમાન્.

†। वन्दे महापुरुष ते चरणारविन्दम् ।

શૂરસિંહની ઉત્તરક્રિયા વિધિવત્ કરવામાં આવી. એની પ્રતિષ્ઠા ગામેગામ થઈ. એની કીર્ત્તિનાં બણગાં આખા હિન્દુસ્થાનમાં ફુંકાયાં. સિંહ અને સિંહણના મૃત શરીરને જોવાને ઠેઠ મુંબાઇથી યુરોપીયન લોકો આવવા લાગ્યા. અને કાન્તિમાન્ ઉપર આવા શૂરવીર પિતાના મૃત્યુને માટે દિલાસાના પત્રો ઉપર પત્રો આવવા લાગ્યા. પોલીટીકલ એજન્ટ સાહેબ કાન્તિમાનના રાજ્યાભિષેક સારૂ મંડલિકપુર પધાર્યા. અને ઘણીજ ધામધુમથી કાન્તિમાનને અભિષેક કરવામાં આવ્યો. પાર્ટીઓ અપાઇ, વાજીંત્રો વાગ્યાં, અને ઉત્સવની સમાપ્તિ થઈ. સાહેબમંડળ પોતાના સ્થળે ચાલ્યું ગયું. આ પ્રમાણે શૂરસિંહના મૃત્યુ પછી છએ મહિને પુનઃ રાજ્યમાં એનીએ શાન્તિ પ્રસરી.

કાન્તિમાનની ધાર્મિક વૃત્તિ રાજ્ય મળતાં ઓછી ન થતાં વધી હતી. એણે ગરીબોને બહુ મદદ કરવા માંડી. પોતાના ખેડુતોની સ્થિતિ છુપા વેષથી તે રાત્રીએ જોવા નીકળતો. અને આવા મહેનતુ વર્ગના ગરીબ લોકો ઉપર કરનો ત્રાસ જોઇ અશ્રુપાત કરતો. રાજ્ય મળ્યાને એકાદ વર્ષ ન થયું. ત્યાં એણે પોતાનો ઉપજનો અડધો ભાગ ધર્માદામાં, ખેડુતોનો કર માફ કરવામાં આપી દીધો. એટલુંજ નહીં પણ પોતાની રૈયતની સ્થિતિ સુધારવામાં, અમલદાર

† હે મહા પુરૂષ! ત્હારાં પગરૂપી કમળને હું નમસ્કાર કરૂંછું.

વર્ગનો ત્રાસ ઓછો કરવામાં, અને ગરીબોને સ્હાય કરવામાં તે સદાકાળ તત્પર રહેતો—મહારાણી **મલ્લિકા** પણ પોતાના પતિને સહાયભૂત હતી. આથી પરિણામ એ આવ્યું કે **કાન્તિમાન્** અને **મલ્લિકા**ની કીર્ત્તિ દેશેદેશ પ્રસરી. એના અમલદાર લોકો પણ રાજાની ધાર્મિક વૃત્તિને અનુસરવા લાગ્યા, અને ***यथाराजा तथा प्रजा*** તે નિયમાનુસાર રૈયત પણ સ્વાર્થત્યાગી, અને મહેનતુ થઇ. એક ન્હાનું બાળક પણ મહારાજા **કાન્તિમાન્** જોડે વાત કરવાની હિંમત ધરતું. **કાન્તિમાન્** સાદો અને સ્વચ્છ પોશાક પહેરતો. ઘોડે બેસીને જે વખતે ફરવા નીકળતો તે વખતે ચોગરદમથી જય નમઃ નો ધ્વનિ થતો. અનેક કંગાલ એની પાસે યાચના કરતા, અને **કાન્તિમાન્** તે સર્વને દાન આપતો.

**કાન્તિમાન્** એ પ્રમાણે રાજ્ય વ્યવહાર ઘણીજ સારી રીતે ચલાવતો. તેમજ એ ધાર્મીક વૃત્તિને પણ બહુ ઉત્તેજીત કરતો. મહાત્મા **કાન્તિમાન્**ની ઉંમર આ પ્રમાણે લગભગ ચાળીશ વર્ષની થઇ, અને રાણી **મલ્લિકા**ની ઉમ્મર પાંત્રીસ વર્ષની થઇ છતાં એમને સંતતિ ન થઇ. રાજા તો ઉદાર દિલનો હતો, ને ન્હાનપણથી જ એના મનમાં દૃઢ વૈરાગ્ય હતો. છતાં **મલ્લિકા**ના મનમાં પોતાને પુત્ર યા પુત્રી ન હોવાથી ઘણોજ ક્ષોભ રહેતો. કાન્તિમાન્ પોતાનો કાળ સચ્છાસ્ત્ર વાંચવામાં અને ધાર્મિક કામોમાં ગાળતો. એમ કરતાં એને એક પ્રસંગે **મુંબાઇ** જવાનું થયું. અને ત્યાં **યૂરોપીય** મંડળને આનન્દ કરતું જોઇ, એ લોકની ભાષાનું જ્ઞાન શિખવાની ઇચ્છા થઇ. પાછો ફરતાં પોલીટીકલ એજંટને લખી પોતાને માટે

---

* જેવો રાજા તેવી પ્રજા.

એક ખાસ ઇંગ્લીશમેનને શિક્ષક તરીકે બોલાવ્યો. અને એને મહીને ૫૦૦ રૂપીઆનો પગાર આપવા માંડયો. અને ઘણીજ ખંતથી ઇંગ્લીશ અભ્યાસ કર્યો. શિક્ષક પ્રોફેસર મોરેલીટી ઘણોજ માયાળુ, વિદ્વાન્ પાદરી હતો. રાજાની ધાર્મિક વૃત્તિ જોઇ એના મનમાં રાજા વિષે ઘણોજ ઉચ્ચ અભિપ્રાય થયો. અને ખરી ક્રીશ્ચન ચેરીટી (દાન)નો બોધ ક્ષણે ક્ષણે રાજાને આપતો. તે કહેતો કે ઇંગ્લંડમાં એવા પાદરીઓ થઇ ગયા છે, જેણે પોતાનુ સર્વસ્વ ગરીબોને આપી દીધું છે મહારાજા, ત્હમે સંસ્કારી છો; બાકી આવી જાતની ધાર્મિકવૃત્તિ તમારા દેશના લોકમાં, ને મુખ્યત્વે રાજાઓમાં નથી હોતી. ત્હમે લોકો ત્હમારો પૈસો નાતો જમાડવામાં, વરઘોડા કહાડવામાં, બ્રાહ્મણો જમાડવામાં, દેવ પૂજાઓમાં, હવનમાં, વાપરોછો. પણ અપંગ, અનાથ, લુલાં, લંગડાં, ગરીબ લોકોને ભુખેજ મરવા ઘો છો—આથી પરિણામ એ આવે છે કે ખરા ગરીબ લોકો ભુખે મરી જાય છે ને લુચ્ચા લોકો આળસુ બની લ્હેર કરે છે. બ્રાહ્મણોની દશા માત્ર પશુ જેવીજ થાય છે. અને દેવમંદિરો પણ માત્ર મિષ્ટાંન્ન ભૂમિકાઓ, અને દુર્ગુણનુંજ સ્થાન થાય છે. હુ એમ નથી કહેતો કે અમારા દેશમાં આમ નથી થતું. અમારે ત્યાં પણ ધર્માદા પૈસાનો દુરૂપયોગ થાય છે. પણ પ્રસંગે પ્રસંગે સુધારકો ઉત્પન્ન થાય છે. જે ધર્મની ભુલો સ્પષ્ટ રીતે બતાવી સુધારે છે."—આ પ્રમાણે પ્રો. મોરેલીટી રાજાને બોધ આપતો. ત્રણ વર્ષના સમયમાં કાન્તિમાનને સંપૂર્ણ ઈંગ્લીશ જ્ઞાન થયું. અને તે ઉપરાંતે પ્રો. મોરેલીટી જોડે ગાઢ સંબંધ થયો.

પ્રો. મોરેલીટી ઓકસફર્ડ યુનીવ્હર્સીટીનો એમ. એ. હતો અને પાદરી હતો, પોતાના ધર્મને બીજાના ધર્મ જોડે સરખાવતો.

સદ્ભાગ્યે આવા વિદ્વાન્ સદ્ગૃહસ્થના સંસર્ગમાં આવતાં કાન્તિમાનની બુદ્ધિનો બહુ વિકાસ થયો. મહારાણી **મલ્લિકા** પણ પોતાના પતિ સાથે ઈંગ્લીશ શીખ્યાં. અને પોતાના પતિને દરેક રીતે અનુકુળ થયાં. પ્રો. **મોરેલીટી**ના પરિચય સારૂ કાન્તિમાન્ અને **મલ્લિકા** ક્ષત્રીય વર્ગમાં ટીકાપાત્ર થયાં, પણ કાન્તિમાન્ પોતે દૃઢ અને નિર્મળ હોવાથી તેની જરા પણ દરકાર ન કરી. ઈંગ્લીશ જ્ઞાન સંપૂર્ણ થયા પછી પ્રો- **મોરેલીટી**ની જોડે મહારાજા કાન્તિમાન્ તથા **મલ્લિકા** આખા **હિંદુસ્થાન**ની યાત્રાએ નિકળ્યાં. બધું રાજ્ય પોતાના વિશ્વાસુ અમાત્ય **નારાયણ** શર્માને સોંપ્યું. ધર્માદાનો બધો બંદોબસ્ત કર્યો. સાથે આઠ વર્ષની **કપિંજલા** નામની **નારાયણ** શર્માની એકની એક પુત્રી, જેને મહારાણી **મલ્લિકા** પોતાની પુત્રીવત્ ગણતી, તેને સાથે લીધી. આ પ્રમાણે બેએક વર્ષે આખા **હિંદુસ્થાન**ની યાત્રા કરી પાછાં આવ્યાં. પાછા આવ્યા પછી પ્રો. **મોરેલીટી**એ મહારાજા કાન્તિમાન્ તથા **મલ્લિકા**ને **યૂરોપ** જોવાનો બહુ આગ્રહ કર્યો. અને તેથી એ સર્વે કપિંજલા સાથે **યૂરોપ**ની મુસાફરીએ નીકળ્યાં. રાજ્યતંત્ર **નારાયણ** શર્મા ઘણીજ સારી રીતે ચલાવતો. ત્રણ વર્ષના સમયમાં **યૂરોપ**, **અમેરીકા** આદી સ્થળે ફરી એ બધાં પાછાં આવ્યાં. પ્રો. **મોરેલીટી** ઇંગ્લંડમાંજ રહ્યા.

કાન્તિમાનની **યૂરોપાદિ** દેશની વિદ્વત્તાથી, અને પરોપકારથી સર્વત્ર એને માન મળ્યું. **યૂરોપ**, **અમેરીકા** આદિ દેશોમાં એને અસંખ્ય ઓળખીતા થયા. અને ઈંગ્લીશ જ્ઞાનથી એની બુદ્ધિનો વિકાસ થયો, સાર અસાર જાણવાની બુદ્ધિ વધી.

બાહ્ય દૃષ્ટિમાં આ પ્રમાણે યશ ને ખ્યાતિ થઈ. પણ અંતરમાં

એને વિરાગ વધવા લાગ્યો. આ જગત્ ક્ષણ ભંગુર છે, પરમાત્માની લીલાનો વિકાસ છે એમ એ દૃઢ સ્હમજતો. કુદરતની શોભાને એ ઇશ્વરનું મંદિર માનતો. અને સ્વચ્છ આકાશ–રમ્ય વનસ્પતિ, પશુ પક્ષી, પુષ્પ, અને મનુષ્ય એ કુદરતના ચમત્કાર છે એમ એ સ્હમજતો.

**મં**ડલિકપુરના પાદરમાં **ભ**દ્રા, **મા**લતી અને **સ**રયુ નામની ત્રણ નદીનો સંગમ થતો ત્યાં એણે પોતાને રહેવા સારૂ સુન્દર મ્હેલ બંધાવ્યો હતો, ત્યાં એ પોતાનો નિવાસ કરતો. રાજ્યતંત્ર પોતાના વિશ્વાસુ અમાત્ય **ના**રાયણશર્માને સોંપ્યો હતો. અમાત્યપુત્રી જેને પોતાની પુત્રીવત્ ગણી **હીં**દુસ્થાન, **યુ**રોપ, **અ**મેરીકા આદિ સ્થળે ફેરવી હતી તે એમની પાસેજ રહેતી.

અનેક ગરીબ, અપંગના આધાર રૂપ મહાત્મા, રાજર્ષિ કાન્તિમાન્ આ પ્રમાણે જીવનયાત્રા ચલાવ્યે જતા હતા. એમ કરતાં એક વર્ષે દુષ્કાળ પડયો. વરસાદ બીલકુલ ન વરસ્યો. લોક ત્રાહ્ય ત્રાહ્ય પુકારી ગયા. કાન્તિમાન્ આવા સમયમાં જાતે બહુ મહેનત કરતો. જાતે બાજરીનો રોટલો શાક ખાઇ, સર્વસ્વ ગરીબને આપી દેતો. શિયાળાની કડકડતી ટહાડમાં કેટલાંક અનાથ ગરીબ માણસો મરી ગયાં. આથી દયા આવતાં એણે પોતાનો મ્હેલ ગરીબોને રહેવા આપી દીધો. ને પોતે ન્હાના સ્વચ્છ ઝુંપડા જેવા ઘરમાં રહેવા ગયો.

રાજાની આ પ્રમાણે કીર્તિ વધી, અને ધાર્મિક વૃત્તિથી એની વૃત્તિ નિર્મળ થતી ગઈ. રાજ્ય વૈભવની નીશાની તરીકે તે માત્ર રૂપાનાં વાસણમાં જમતો. અને રૂપાનો તમામ સામાન વાપરતો. તે પોતાને ત્યાં તાળું કદી ન વાસતો. એમ કરતાં એક હરામખો-

રની દાનત ભ્રષ્ટ થતાં રાજર્ષિને ત્યાંથી રૂપાનાં થોડાંક વાસણ ચોર્યાં અને તે અપરાધ માટે જ્યારે તે ચોર પકડાયો, અને ફટકાની સજા થઇ, ત્યારે રાજા છુપા વેષથી તે સ્થળે જઈ, તેને ફટકા મારતાં જોયો. આથી એનું હૃદય બહુ દ્રવ્યું-અને **નારાયણ** શર્માની સંમતિથી પોતાના રાજ્યમાં ફટકાની સજા બંધ કરી.

આ પ્રમાણે રાજર્ષિ **કાન્તિમાન્** તથા **મલ્લિકા ભદ્રા** નદીના કિનારાપરની પર્ણકુટીમાં રહી, પોતાનું જીવન ગાળતાં; અને એમના ઉન્નત ગુણોની દૃઢ છાપ અમાત્ય પુત્રી **કપિંજલા** ઉપર પડી.

---

## પ્રકરણ ૩ જું.

## નારાયણ શર્મા.

* **नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ।**

**નારાયણ** શર્મા બંગાળાના એક જાગીરદારનો પૌત્ર હતો. **બંસિધર** એના દાદાનું નામ હતું. **બંસિધર** ઘણોજ ઉડાઉ હતો. અને એથી એની ઉત્તરાવસ્થામાં ગિરાસને ગિરો મુકવો પડયો. એટલું નહીં પણ પોતાને દેવાદારોની ભીતિથી દૂર રહેવાને સારૂ પોતાની સ્ત્રી **કુસુમમંજરી** અને **મદનમોહન** સાથે મુંબાઈ આવી વસ્યો. આ વખતે **મદનમોહનની** ઉંમર સોળ વર્ષની હતી.

**મદનમોહન** ઘણોજ ખુબસુરત હતો. એનું લગ્ન બંગાલામાં

---

* પૈડાની ધરીના આરા પ્રમાણે દશા નીચે તથા ઉપર જાય છે.

**નૂ**તનજ્યોત્સ્ના નામની એક જાગીરદારની બાલિકા સાથે થયું હતું, પરન્તુ **બં**સિધરના કલકત્તામાંથી અદૃશ્ય થવાને લીધે, એ કન્યા ઘણી મુદત સુધી પિતાને ત્યાં રહી હતી—જ્યારે લેણદારોના ભયથી **બં**સિધર મુક્ત થયો, ત્યારે કલકત્તે જઇ **નૂ**તનજ્યોત્સ્નાને તેડી લાવ્યો. **મ**દનમોહન અને **નૂ**તનજ્યોત્સ્નાથી **ના**રાયણ શર્મા, અને **પ્રે**મકન્યા નામનાં પુત્ર અને પુત્રી થયાં. **ના**રાયણ શર્માને મુંબાઇમાં સારી કેળવણી આપવામાં આવી હતી. કાળ જતે **બં**સિધર, **મ**દનમોહન, **નૂ**તનજ્યોત્સ્ના પંચત્વને પામ્યાં. **ના**રાયણ શર્માએ જાગીર છોડાવવા ઘણોજ પ્રયાસ કર્યો પણ નિષ્ફળ થયો. **ના**રાયણ શર્માએ આખર પોતાની ગિરે મુકેલી જાગીર પચાસેક હજાર રૂપીઆમાં વેચીને તેમાંથી ત્રીસેક હજારનો બંગલો **વા**લકેશ્વરપર લીધો, અને બાકી રહેલા વીસ હજાર રૂપીઆ વ્યાજે મુકયા. તેણે પોતાની બ્હેન **પ્રે**મકન્યાને **જ્ઞા**નદીપ નામના જાગીરદારને પરણાવી હતી. એ બ્હેને પોતાના ભાઇને **લ**ક્ષ્મીદેવી નામની રૂપવતી કન્યા જોડે પરણાવ્યો હતો. અને એ એની દૂરની નણંદની દિકરી હોવાથી લગ્ન કરીને રૂ. ૫૦ હજાર સ્ત્રીધન તરીકે આપ્યા હતા. આથી કરીને **ના**રાયણ શર્મા અને **લ**ક્ષ્મીદેવી મુંબાઇમાં **વા**લકેશ્વરના બંગલામાં સારી રીતે રહેતાં.

ઇ. સ. ૧૮૭૪ માં **પ્રિન્સ ઑફ વેલ્સ** ( હાલના નામદાર શહેનશાહ ) મુંબાઇમાં આવ્યા ત્યારે **શૂ**રસિંહને પોતાના બંગલામાં **ના**રાયણ શર્માએ ઉતાર્યા હતા—**શૂ**રસિંહની સારી બરદાશ કરી હતી. અને કાંઇ પણ ભાડાનો પૈસો લીધો ન હતો.

**શૂ**રસિંહ, **ના**રાયણ શર્મા તથા **લ**ક્ષ્મીદેવીને પોતાનો દેશ

દેખાડવાને મંડલિકપુર સાથે લેતો ગયો—મંડલિકપુર–જીર્ણદુર્ગ, આદિ સ્થળો સારી રીતે જોયાં. એવામાં દૈવવશાત્ શૂરસિંહનો જુનો કારભારી શ્યામચન્દ્ર મરી ગયો. અને તુરત શૂરસિંહે નારાયણ શર્માને ૫૦૦ રૂપીઆના પગારથી કારભારી પદ આપ્યું. નારાયણ શર્માને આથી લાભ થયો. મુંબાઇનો બંગલો ભાડે આપી દીધો.

નારાયણ શર્મા એ ધિરે ધિરે રાજ્યની લગામ હાથમાં લીધી. શૂરસિંહનો જીવ શિકારમાં લાગેલો હોવાથી બધું રાજ્યતંત્ર ધિરે ધિરે પોતાના હાથમાં લીધું. પરદેશીને રાજ્યસત્તા મળતાં, મંડલિકપુરના લોકો પ્રથમ તો જરા નિરાશ થયા. શૂરસિંહે પોતાના નોકરીઆત લોકને તથા રૈયતને બોલાવી કહ્યું. "જુઓ, ભાઇઓ, આટલાં વર્ષ સુધી મેં મારા વતનનાજ લોકને કારભારી પદ આપ્યું. પણ એમણે પ્રમાણિકતા ન રાખી, ને પોતાનાં ઘર ભર્યા. એટલુંજ નહીં, પણ રૈયતને દંડી; જ્ઞાતિઓમાં તકરાર કરાવી સગાં સંબંધીને નોકરીમાં નંખાવી મ્હારી રૈયતના ઉદ્યોગી લોકોને, કાંઈ પણ ઉત્તેજન ન આપતાં દુઃખી કર્યો. મ્હારા પિતા અજીતસિંહના વખતમાં–જો મેં સાંભળ્યું છે તે ખરૂં હોય તો–કારભારી લોક ત્રીજોરીઓ ઉરાડતા—એટલુંજ નહીં, પણ બાપુના વખતમાં બાપુના દેખતાં ઢખુ પૈસાની થેલીઓ મુકી રૂપીઆ ઉરાડ્યા હતા. બાપુ પરમેશ્વરનું માણસ હતા. અને કેટલી ગાયો કાબરી છે, ને કેટલી ભેંશો દુઝણી છે, એનુંજ ધ્યાન રાખતા, અને ડેલીએ બેઠા હોય તે વખતે જો કોઇ માણસ છાણુ અગર છાશ લઇ જતો જણાય તો ધૂળ કહાડી નાંખતા :પરન્તુ પૈસા કાંકરાની પેઠે ઉડે છે એનું ધ્યાન ન રાખતા. આ પ્રમાણે બાપુના વખતથી હું જોતો, છતાં

બાપુના માન્ય ખાતર હું કાંઈ ન બોલતો, નારાયણ શર્મા એક મુંબાઇના પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે—અને મ્હારા પરમસ્નેહી છે. એમને સરકાર દરબારમાં માન છે. વળી અહીં એમનું કોઇ પણ સગું નથી. માટે એમના વખતમાં સર્વે હળીમળીને ચાલજો.”

નારાયણ શર્માને સ્વભાષા બંગાળી ઉપરાંત, મરાઠી, ઇંગ્રેજી, હીંદી, દક્ષણી, ફારસી, સંસ્કૃત, અને ગુજરાતી ભાષાનું સારૂં જ્ઞાન હતું. અને એથી એને બંગાળાથી માંડી પુના સુધી સ્નેહીઓ હતા. રાજકોટમાં પોલીટીકલ એજંટોની પણ તેણે સારી રીતે પ્રીતિ સંપાદન કરી હતી એને સરકાર તરફથી સને ૧૮૮૦ ની સાલમાં રાયબહાદુરનો ખિતાબ મળ્યો.

જ્યારે શૂરસિંહ સિંહના ઝપાટામાં આવી મૃત્યુપ્રાય થયો, ત્યારે નારાયણ શર્માએ કાન્તિમાનને ઘણી સ્હાય કરી હતી, કાન્તિમાન્ નારાયણ શર્માને, અને મલ્લિકા લક્ષ્મીદેવીને ઘણું ચ્હાતાં. કાન્તિમાન્ અમાત્ય નારાયણ શર્માને વડીલ બન્ધુ તરીકે ગણતો. અને નારાયણ શર્મા કાન્તિમાનની આવી ધાર્મિક વૃત્તિથી જો કે પ્રસન્ન રહેતો,–છતાં પ્રસંગે કહેતો “ મહારાજા, આપ આવી ધાર્મિક વૃત્તિથી લોકોમાં આળસ ઉત્પન્ન કરોછો—કારણ આપણા મંડલિકપુરની આસપાસ આપના દાનનો લાભ લેવા, કંઇક બાવા, વેરાગી, જોગી જતી, રામદાસીઆ પડ્યા છે. એ બધા જો કાંઇક ઉદ્યમ કરે તો દેશની દશા સુધરે ”—કાન્તિમાન આવે પ્રસંગે સ્મિત કરતા, એમના હૃદયમાં કાંઇક જુદીજ જાતની દયા હતી. મલ્લિકા અને લક્ષ્મીદેવી પ્રાણથી પણ પ્રિય સખીઓ હતી.

નારાયણ શર્માને એકબાહુ નામનો પુત્ર અને કપિંજલા

નામની પુત્રી હતાં. જેમાંનો એકબાહુ વિશૂચિકાથી દસ વર્ષની ઉંમરનો હતો ત્યારે ગુજરી ગયો હતો. પોતાનો સઘળો આધાર માત્ર કપિંજલા ઉપર હતો.—કાન્તિમાન્ અને મલ્લિકા પણ એને પુત્રીવત્ ગણતાં. અને પોતાની સાથે આર્યાવર્ત તથા ઇંગ્લંડ, યૂરોપ, અમેરીકા આદિ દેશોમાં ફેરવી હતી.

---

## પ્રકરણ ૪ થું.

### क्षणे क्षणेयन्नवता मुपैतितदेवरुपं रमणीयतायाः

ક્ષણે ક્ષણે જેમાં કાંઇક નવું જણાય, તે સુન્દરતાનું રૂપ છે.

કપિંજલા એ નારાયણશર્મા અને લક્ષ્મીદેવીની એકની એક હયાત દિકરી હતી-જન્મથી જ એની કાંતિ અલૌકિક હતી. પાંચ વર્ષની ઉમ્મરે એનામાં દશ વર્ષની કન્યા જેટલું ડહાપણ હતું-અને રૂપની તો પ્રતિમા જ હતી. એની કાન્તિ એવી મનોહર હતી, કે ગમે તેને એના સુન્દર સ્વરૂપનું દર્શન થયું હોય તો ભુલે નહીં. એનો કંઠ મધુર હતો, ને બંગાલી, સંસ્કૃત, ને ગુજરાતી ગીતો તે પોપટની માફક બોલતી. એટલું જ નહીં પણ એવી સુન્દર રીતે ગાતી કે સાંભળનારનું હૃદય પીગાળી દેતી. એની મનોહરતાથી દેવી મલ્લિકા ઘણાં જ પ્રસન્ન થયાં હતાં, એને ભદ્રા નદીને કાંઠે આવેલા પોતાના બંગલામાં ઘણો વખત પોતાની પાસે રાખતાં, તેમજ પ્રોફેસર મોરેલીટી પણ એને બહુ રમાડતો. એટલું જ નહીં પણ એને " Model of India

beauty" "આર્યભૂમિની સુન્દરતાનો નમુનો" એમ કહી બોલાવતો. એને મલ્લિકાદેવી અને લક્ષ્મીદેવીએ ભણાવવા માંડી. આઠ વર્ષની ઉંમરે જ્યારે મહારાજા કાન્તિમાન્ તથા દેવી મલ્લિકા હિંદુસ્થાનની યાત્રાએ નીકળ્યાં, ત્યારે કપિંજલા પણ સાથે ગઈ હતી. અને પર્વત, નદી, સમુદ્રો, દેવાલયો જોવાથી એની બુદ્ધિનો બહુ વિકાસ થયો. જાત જાતના લોકોની રિતભાત જોઇ દસ વર્ષની ઉમરમાં એની બુદ્ધિ ઘણી ખીલી. તેવામાં વળી મહારાજા કાન્તિમાને પશ્ચિમદેશની મુસાફરીની તૈયારીઓ કરી. આ વખતે કાન્તિમાનનો ઇરાદો એને લઇ જવાનો નહતો. કારણ ઘણી લાંબી મુસાફરી હતી.

પરંતુ કપિંજલાએ હઠ લીધી—"પિતાજી" ( એ કાન્તિમાનને પિતાજી કહેતી ) "હું તો આપની સાથે આવવાની જ. મ્હારે લક્ષ્મી અગર બાપુ વગર ચાલશે." એમ કહી વળગી પડી. એનો દૃઢ આગ્રહ જોઇ મલ્લિકા દેવીએ સાથે લીધી. જતી વખતે લક્ષ્મીદેવી સ્નેહથી ભેટયાં, ને આંખમાંથી આંસુ પડયાં. અને મનમાં ઉંડો નિશ્વાસ મુકયો "અરે પ્રભુ ! આવી દિવ્ય કન્યાનું ભવિષ્ય કેવું હશે ! એને પતિ કેવો મળશે ! "પ્રભુ ! મ્હારી પ્રાણ સમાન પુત્રીનું રક્ષણ કરજે."

કપિંજલા મુંબાઇથી સ્ટીમરમાં બેઠી. મુંબાઇ સુધી વળાવવા સારૂ નારાયણશર્મા અને લક્ષ્મીદેવી આવ્યાં હતાં. મહારાજા કાન્તિમાન્, મલ્લિકાદેવી, પ્રો. મોરેલીટી અને કપિંજલા, સર્વેને મળી સ્ટીમરમાં બેઠાં. સ્ટીમર ઉપડી—લક્ષ્મીદેવીએ નારાયણશર્માને

કહ્યું. "વ્હાલા, પુત્રીની બુદ્ધિના વિકાસને સંતોષ આપે એવો જમાઈ ખોળ્યો છે ? એ પુત્રી છે, એ પુત્ર નથી, એનું લગ્ન કરવું જ પડશે"—આ પ્રમાણે સૂચના કરી નિ:શ્વાસ મુકયો. મુંબાઈથી કલકત્તે એ બન્ને પ્રેમકન્યા અને જ્ઞાનદીપને મળવા ગયાં. અને કપિંજલાને યોગ્ય પતિ હોય તો તજવીજ કરવા કહ્યું. એ પ્રમાણે ગોઠવણ કરી પુનઃ અમાત્ય પત્નીસહ મંડલિકપુર આવી, રાજ્ય સંભાળવા લાગ્યા.

ઇંગ્લંડની રમણીયતા જોઈ કપિંજલાને બહુજ આનંદ થયો. મ્હોટા મ્હેલો, નૌકાઓ, નાટકભૂમિઓ જોઇ એને ખુશી ખુશીનો પાર ન રહ્યો. મ્હોટા ઉમરાવો, તથા એમનો વૈભવ જોઈ, એને અધિક આનન્દ થયો. વળી મહારાજા કાન્તિમાન્ એ એક હિંદુસ્થાનના રાજા છે, એમ જાણી કંઈક ઉમરાવો એને મળવા આવતા અને હીરાની વિંટીઓ, મોતીની માળાઓ કપિંજલાને ભેટ આપતા. અત્રે કહેવું અગત્યનું છે કે કપિંજલા પ્રો. મોરેલીટીના સંસર્ગમાં રહેવાથી ઇંગ્લીશ એવું સારૂં બોલી શકતી કે ભલભલા ઇંગ્રેજને પણ આશ્ચર્ય પમાડતી હતી.

એક એવો પ્રસંગ બન્યો કે એક મોટા ઉમરાવની પુત્રીનું લગ્ન હશે. તે જોવાને કાન્તિમાન્ તથા મલ્લિકાને આમંત્રણ હતું. તેમની સાથે કપિંજલા પણ ગઇ અને એ લોકના લગ્નની રીતભાત એને બહુ ગમી ગઇ. એણે એમ સંકલ્પ કર્યો કે "હું પણ આમજ મ્હારા પતિ જોડે લગ્ન કરીશ."

આ પ્રમાણે ઇંગ્લંડ, જર્મની. ફ્રાન્સ, આદિ દેશો જોઈ,

એ બધાં અમેરીકા ગયાં. ત્યાં એક સ્ત્રી લેખકને લોકો માન આપતા હતા. એ દેખાવ જોઇ કપિંજલાએ સંકલ્પ કર્યો કે "હું પણ પુસ્તક લખી આની માફક માન પામીશ."

આ પ્રમાણે લગભગ આખી દુનિયાની પરિક્રમા કરી. કપિંજલા પાછી મહારાજા કાન્તિમાન્ સાથે મંડલિકપુર આવી પહોચી. એ વખતે કપિંજલાની ઉંમર તેર વર્ષની થઈ હતી. દેશ દેશની હવા ખાવાથી એની સુન્દરતાએ વિશેષ પ્રકાશ કર્યો હતો. વિદેશ જઇ આવેલી પુત્રીને માતપિતાએ સ્નેહથી વધાવી લીધી. થોડા દિવસ ગયા બાદ કપિંજલાએ સંગિત શાસ્ત્રનો અભ્યાસ કરવા માંડયો. અને એક વર્ષની અંદર એણે તમામ વાજીંત્ર શિખી લીધાં. તેમજ એણે જુદા જુદા શિક્ષક મારફત ઈંગ્લીશ, સંસ્કૃત, બંગાળીનો સંપૂર્ણ અભ્યાસ કર્યો. કપિંજલાની ઉંમર સોળ વર્ષની થઈ તે વખતે એને સંપૂર્ણ ભાષા અને સંગીત જ્ઞાન થયું હતું. મહાત્મા કાન્તિમાન્ તથા દેવી મલ્લિકા, તથા પોતાનાં માતપિતા જોડે એ અનેક પ્રશ્નો કરતી, અને નિર્ણય કરાવતી. એણે પોતે જે ન્હાનપણમાં જોયું હતું તેનું વર્ણન લખી કહાડ્યું. અને એમાં પોતાના અભિપ્રાય દર્શાવી સુધારા વધારા કર્યા.

એક દિવસ સાવિત્રીચરિત્ર વાંચતાં કપિંજલા બોલી કે હવે એવી સ્ત્રીઓ ન હોઇ શકે કે જે સાવિત્રીની પેઠે પોતાના પતિને બચાવે?

મલ્લિકા—"પુત્રિ! શા માટે ન બને! તુંજ એવી બનજે!"

કપિંજલા શરમાઇ ગઈ—ત્યારથી આર્યધર્મનાં વ્રત નિયમ ઉપર એને શોખ લાગ્યો ને અભ્યાસ કરી કપિંજલા સર્વ વાતે નિ-

પૂર્ણ થઇ. એના લાયક પતિનો પત્તો ન લાગ્યો. નારાયણ શર્માએ પ્રેમકન્યાને કાગળો ઉપર કાગળો લખવા માંડયા. "કોઇ યોગ્ય છોકરો હોયતો લખજો," પણ કાંઈ પત્તો ન લાગ્યો. છેવટે પ્રેમ કન્યાનો કાગળ આવ્યો; એમાં એમ લખ્યું હતું કે "આપણી જ્ઞાતિના કાલીચરણ નામના બાબુ, જેમણે વ્યાપાર અર્થે મુંબાઇમાં સંસ્થાન કર્યું છે, તેમનો બાવીશ વર્ષનો પ્રદ્યુમ્ન નામનો છોકરો કુંવારો છે. છોકરો કુંવારો રાખવાનું કાંઇ ખાસ કારણ નથી. પણ કાલીચરણ સંસાર સુધારક છે. અને બાળલગ્નની વિરૂદ્ધ છે. એઓ સકુટુંબ ગિરનારની યાત્રાએ આવનાર છે. તેમને મંડલિકપુર બોલાવી, નજરે જોઇ જો પ્રદ્યુમ્ન યોગ્ય લાગે તો કપિંજલાનું લગ્ન એની સાથે કરજો. વર તથા ઘર બન્ને સારાંછે."

આ પ્રમાણે પ્રેમમૂર્ત્તિનો કલકત્તેથી કાગળ આવ્યો. લક્ષ્મીદેવીના હર્ષનો પાર ન રહ્યો. બધાં તે રમણીય તકની વાટ જોતાં બેઠાં.

---

## પ્રકરણ ૫ મું.

### પ્રદ્યુમ્ન.

રહવારના સાત વાગ્યા હતા. પક્ષીઓ આનન્દથી કલ્લોલ કરી રહ્યાં હતાં ઢોર પોતાનાં બન્ધનથી મુક્ત થઈ આનન્દથી ડોકું ધુણાવતાં ચાલ્યાં જતાં હતાં. ઘોડેસ્વારો ઘોડાને જાતજાતની ચાલ ચલાવતા હતા. અને હાથીઓ "ટંટં ટંટં" ધ્વનિ કરતા

ચાલ્યા જતા હતા. પાણીઆરીઓ હાથે પગે આભૂષણ પહેરી મ્હોટી લાજ કહાડી, ઝળક ઝળક થતાં પાણીનાં બેડાં માથે મૂકી આમતેમ ફરતી હતી. એવામાં ઘોડેસ્વારોની પડઘી સંભળાઇ, અને દસેક ઘોડેસ્વાર અગાડી ને દસેક ઘોડેસ્વાર પછાડી, ને વચમાં ત્રણ બગીઓ દેખાઇ. એક બગીમાં કાલીચરણ બાબુ, પ્રદ્યુમ્ન, અને એની બ્હેન નિવેદિતા હતાં; બીજી બગીમાં કાલીચરણની સ્ત્રી શ્યામલતા, ને એની નણંદ અભયકુમારી, ને એની પુત્રી ભાનુમતી હતાં, ને ત્રીજી બગીમાં બીજાં માણસો હતાં. પ્રદ્યુમ્નને બ્હારોબ્હાર મંડલિકપુર બોલાવવાનો ઇરાદો હોવાથી આ બધી સવડ નારાયણશર્મા તરફથી થઈ હતી. અને એમ ઠરાવવામાં આવ્યું હતું કે પ્રથમ મંડલિકપુર બધાંએ આવવું, અને પછી થોડા દિવસ ત્હાં રહી બધાંએ સાથે ગિરનારની યાત્રાએ જવું. તદનુસાર આ બધું મંડળ મંડલિકપુર આવી પહોંચ્યું.

ન્હાના ગામમાં ઘોડાગાડી જતી હોય છે ત્યારે જાણે કાંઇ જોવાની ચીજ હોય તેમ લોકો ઉભાં રહે છે. તે પ્રમાણે ન્હાનાં મોટાં માણસો ઘોડા ને ગાડીનો સ્વર સાંભળી દોડતાં એકઠાં થઈ ગયાં. દરબારગઢના રંગભુવનમાં એમને ઉતારો આપવાનો હોવાથી અને એ રસ્તો ગામ વચ્ચે થઇને ચાલતો હોવાથી તમામને આ લોકના આવવાની ખબર પડી. ચારે તરફથી "ભાઇ, જય જય, બાપુ, રામ, રામ,"ના ધ્વનિ સાંભળતું અને સલામો ઝીલતું ઝીલતું આ મંડળ રંગભુવનમાં આવી પહોંચ્યું. ત્યાં એમને મળવાને માટે મહારાજા કાન્તિમાન્ નારાયણશર્મા, દેવી મલ્લિકા, લક્ષ્મીદેવી, અને કપિંજલા હાજર હતાં.

પ્રદ્યુમ્ન ઘણોજ ખુબસુરત હતો. બરાબર ૭ ફુટ ઉંચો હતો, તેમ શરીરે પણ ભરેલો હતો. વિશાલ કપાલની સાથે આંખો મ્હોટી ને સુન્દર હતી. વર્ણ ગૌર હતું. કોટ પાટલુન, બુટ, ને માથે ટર્કીશ ટોપી હતી. એની કાન્તિ ઘણીજ સુન્દર, અને તેની સાથે તેનું મુખ સદા હસતું જણાતું. ગાડીમાંથી ઉતરી આર્ય રિવાજ પ્રમાણે એણે બધાને નમન કર્યું, ને પછી કાલીચરણ: **નારાયણશર્માને, શ્યામલતા તથા લક્ષ્મીદેવીને** મળ્યાં. અને સર્વેએ મહારાજ **કાન્તિમાન્** તથા દેવી **મલ્લિકાને** પ્રણામ કર્યા. આ બધો દેખાવ દૂર ઉભી ઉભી કપિંજલા જોતી હતી પણ એની નજર પ્રદ્યુમ્ન ઉપરજ હતી. "આહાહા, શું સુન્દર મૂર્ત્તિ, આહાહા, ખરેખર આવા મનોહર પુરૂષનાં ચરણ સેવવાં મ્હારા નસીબમાં કયાંથી હોય ? પ્રદ્યુમ્ન, તે પ્રદ્યુમ્ન જ છે. ખરે મ્હાર હૃદયનો નાથ, મ્હારી પ્રેમમૂર્ત્તિ, મ્હારો હૃદય વલ્લભ એ થશે ?" આવા વિચારની સાથે એકદમ એના અન્તરમાં પ્રદ્યુમ્નના પ્રથમ દર્શન સાથે ( Love at the first sight ) પ્રેમે પ્રવેશ કર્યો. કપિંજલા શૂન્ય જ ઉભી. ઉદ્યાનમાં કોકિલાએ 'કુહુંનો મીઠો રવ કર્યો. કપિંજલા પ્રદ્યુમ્નને જોતી જ ઉભી.

પ્રદ્યુમ્નની બ્હેન **નિવેદિતા** ધીરે ધીરે કપિંજલા પાસે ગઇને પ્રણામ કર્યો ને કપિંજલા એ એને સ્નેહથી આલિંગન દીધું. ત્યારબાદ બધાં સગાં સંબંધી જોડે ઓળખાણ થયું. તુરત ગરમ દુધના પ્યાલા આવ્યા, ને તે બધાંએ પીધા પછી નારંગી, લીલી દ્રાક્ષ, કેરી આદિ મેવા આવ્યા જે ખાધા પછી બધાં વિસર્જન થયાં.

બધાંની નજર પ્રદ્યુમ્ન જોઇને ઠરી. લક્ષ્મીદેવીની ચિન્તા દૂર

થઇ. ઘણા દિવસનો ઉજાગરાનો-ચિન્તાનો અંત આવ્યો. ખરેખર કન્યાનાં માબાપની સ્થિતિ ઘણી દુઃખદ છે.

મહાપ્રયાસથી ઉત્તમ કેળવણી આપેલી દીકરીને લાયક વર મળવો બહુ મુશ્કેલ છે. પ્રથમતો એ કે જ્ઞાતિનું ગંડળ ન્હાનું, અને જ્ઞાતિનાં છોકરાં જ્ઞાતિમાં જ પરણે એ નિયમને આધારે જ્ઞાતિમાં નિર્માલ્ય ગણાતા વરોને પણ ઉત્તમ કન્યા આપવી પડે છે. ઉત્તમ કેળવણીથી વિકાસ પામેલી કન્યાઓની માનસિક અભિલાષાને રૂચે એવો વિદ્વાન્ પતિ જ્યાંસુધી ન મળે ત્યાંસુધી એ કન્યાઓનાં મનોરાજ્ય તૃપ્ત થતાં નથી. હજી કદાચ એમ બને કે પુરૂષ વિદ્વાન્ હોઇ અભણ સ્ત્રીને નભાવી શકે. અને લગભગ આપણા હિન્દુ સંસારમાં એમજ જોઇએછીએ, એનું કારણ એ છે કે સૃષ્ટિમાં પુરૂષ તે પુરૂષ છે અને સ્ત્રી તે સ્ત્રી છે. અને પુરૂષ સ્ત્રીથી કાંઇક પણ વિશેષ હોવો જોઇએ. ધનવાન્ સાસુ સસરાને ઘેર રહેતા જમાઇઓ જેમ જનસમાજમાં નિર્માલ્ય ગણાય છે, અને પોતાની સ્ત્રી તરફથી પણ માન પામતા નથી, તેમજ સ્ત્રી જો પોતાના પતિથી વધારે કેળવાયલી હોય તો પતિને તુચ્છ ગણે છે. હવે જેમ જેમ સ્ત્રી કેળવણી વધતી જાય છે, તેમ તેમ પુરૂષોની કેળવણી વધવી જોઇએ. અને એકલી કેળવણી વધે એથી કાંઇ વિશેષ નથી. દરેક રીતે સ્ત્રીથી પુરૂષ ચઢીયાતો હોવો જોઇએ. તો જ સ્ત્રી પતિને માન આપે છે.

લક્ષ્મીદેવીના મનમાં રાતદિવસ આવાને આવા વિચાર થયા કરતા. જેમ જેમ કપિંજલાની બુદ્ધિ અને સૌન્દર્યનો વિકાસ

થતો ગયો, તેમ તેમ લક્ષ્મીદેવીની ચિન્તાનો પાર નહતો. પોતાની ચિન્તા એવી હતી કે તે કોઇને કહી ન શકે. હિન્દુ સંસારની રૂઢી કે "દીકરા કુંવારા રૂહે પણ દિકરી કુંવારી ન રૂહે," એ સારી રીતે સ્હમજતી, અને પોતાની આવી બુદ્ધિમતી, સુન્દર કન્યાને વર્ણસંકર જેવો પતિ મળશે તો શી વલે થશે એ ફીકર થયા કરતી."શું કરે બિચારા લોકો જ્યાં લાયક પતિનો અભાવ છે ત્યાં કન્યાની બુદ્ધિના વિકાસ ક્યાં કરાવે! આટલા જ માટે ઘણાંક માબાપો દિકરીઓને કામચલાઉ ભણાવી, તથા સ્હેજસાજ રસોઈ શીખવી, જરા સારા દેખાતા છોકરાને 'વ્હોડી દે છે"—વિવાહ મેળે છે. અને પોતાના મનને શાંત કરે છે. ન્હાનપણથી વ્હીવા મેળી દઇ, લગ્ન કરી દેવાનું કારણ એકે મ્હોટી છોકરીઓ થાય પછી એને થયેલી ઉમ્મરે વર સોધવાની માથાકુટતો ન રૂહે! પછી "જેવું બાઇનું નસીબ"—"માબાપ બિચારાં શું કરે, એતો વચલાં દલ્લાલ છે. પછી જેવું કન્યાનું નસીબ!" અને આટલા જ માંટે લાયક વરને અભાવે ધનાઢ્ય બુઢાઓને પણ ચૌદ ચૌદ વર્ષની બાળકીઓ પરણાવે છે. શું કરે બિચારાં! વર ન મળે તો ઘર તો મળે! "શેર બાજરી પ્રભુએ આપી છે તે ખાશે ને ચાંલ્લો કરીને ફરશે તો ઘણુંએ છે." આવી ભાવનાઓ વધે એમાં કાંઈ નવીન નથી પણ પ્રભુ! મ્હારી લાજ તો તું રાખજે. મ્હારી પુત્રીને યોગ્ય વર આપજે. જ્યાંસુધી એને યોગ્ય પતિ નહીં મળે ત્યાંસુધી હું તો એને એમને એમ નહીં પરણાવું.

"પણ પ્રભુ! ત્હેં મ્હારી પુત્રીને ઉત્તમ કેળવણી આપી, પાશ્ચિમાત્ય દેશોમાં મોકલી, ને બુદ્ધિનો વિકાસ કરાવ્યો. પણ એના

મનને રૂચે એવો એને પતિ આપીશ? સોળ વર્ષ સુધી કુંવારી રાખી, રજસ્વલા થઇ તે પણ મેં ન ગણકાર્યું પણ પરિણામે જો વિદુરજી જેવો પતિ મળશે તો છોકરીની શી દશા થશે! ' હે પ્રભુ લાજ રાખજે."

લક્ષ્મીદેવી આમ રાત્યદિવસ ઝુર્યા કરતી હતી. તેને પ્રદ્યુમ્ન દેખતાં જ શાંતિ થઇ. અને દેવાળું કાઢવાની અણીપર આવેલા વ્યાપારીને જેમ નાણાની મદદ, અને સહરાના રણમાં રવડતા વટેમાર્ગુને જેમ પાણીનો ઝરો જોઇ આનન્દ થાય છે તેમ તેને શાંતિથઇ એણે સંકલ્પ કર્યો કે અહો! આખા વિશ્વની ફીકર પ્રભુને છે. કીડીને કણ અને હાથીને મણ પ્રભુ આપે છે. જ્યારે પ્રભુએ મ્હને કપિંજલા જેવી પુત્રી આપી ત્યારે એના પહેલાં ક્યારનોએ પ્રદ્યુમ્ન જેવા પતિને જન્મ આપ્યો હતો. વાહ! પ્રભુ ત્હારી લીલા ન્યારી છે! અને ક્ષણે ક્ષણે ત્હારા ચરણ કમળનાં સેવક અમે તેની સંસારમાં લાજ રાખનાર તું છે. પ્રભુ!

**कर्तुमकर्तुमन्यथाकर्तुं त्वं समर्थः ।**

એ મહા વાક્ય જાણતે છતે પણ માનવધર્મને અનુસાર હું ક્ષણે ક્ષણે ભુલ્ય કરૂં છું." આ પ્રમાણે લક્ષ્મીદેવીને શાંતિ થઇ. પ્રદ્યુમ્નને જોઇ સર્વેનાં મન શાંત થયાં. માત્ર મહાત્મા કાન્તિમાન્ ગંભીર જણાતા હતા.

પ્રદ્યુમ્ન ઘણોજ ખુબસુરત હતો. તેની જોડે તે પોતાનો ડ્રેસ

---

* કરવાને, ન કરવાને અથવા તો બીજુંજ કરવાને તું સમર્થ છે.

( વેષ ) એવી સારી રીતે પહેરતો કે તેની મોહક આકૃતિમાં વધારો કરતો. ઘોડે બેસવાનો બહુ શોખીન હતો. તેમ વાજીંત્ર-કળામાં પણ ઉસ્તાદ હતો. ઇંગ્લીશ જ્ઞાન સાધારણ હતું. ચારેક ફેરી મેટ્રીક્યુલેશનની પરીક્ષા બેઠો હતો. પણ નિષ્ફળ ગયો હતો. છતાં એને ઇંગ્લીશ જ્ઞાન સારૂં હતું. જમણી આંખ નબળી હોવાથી તે એક આંખે ચશ્મું પહેરતો. પ્રદ્યુમ્નને "નોવેલ" વાંચવાનો શોખ હતો. અને એની જાણમાં આવેલું એવું એક "નોવેલ" નહતુ કે જે તેણે વાંચ્યું નહોય. માત્ર નિયમિત અભ્યાસ એનાથી થઇ ન શકતો. એનું મુંબાઇમાં મિત્ર મંડળ ઘણું હતું. અને એમની જોડે હરવું, ફરવું, ગંમત કરવી, એમાંજ વખત ગાળતો. બાબુ કાલિચરણ ધનાઢ્ય હોવાથી પ્રદ્યમ્ન ભણે છે કે નહિં એની એને દરકાર નહતી. તેમ પ્રદ્યમ્નમાં બીજું એવું એક પણ અપલક્ષણ નહતું કે જેથી એની કીર્ત્તિને લાંછન લાગે.

મંડલિકપુરમાં પાંચેક દિવસ તો સારવાર અને આતિથ્યમાં ગયા. ત્યાંસુધી તો કાંઇ વાત ન થઇ. એક દિવસ મહારાજા કાન્તિમાનના મહેલમાં બધાં બેઠાં હતાં, ત્યાં એમણે કાલિચરણને નીચે પ્રમાણે કહ્યું. "બાબુજી, અમારે આપની પાસે એક યાચના કરવાની છે." કાલિચરણ ગળગળે સ્વરે બોલ્યો, "જી, મહારાજ! આપની શી ઇચ્છા છે, હું તો આપના ચરણનો દાસ છું." કાન્તિમાન્ બોલ્યા! "બાબુજી, અમારી કપિંજલાનું લગ્ન આપના પુત્ર પ્રદ્યુમ્ન સાથે કરવાની અમારી ઇચ્છા છે. એ જ હેતુથી આપને આગ્રહપૂર્વક અહીં બોલાવ્યા છે. કપિંજલા વિદુષી છે. છતાં એનામાં ઉત્તમ સ્ત્રીના સર્વે ગુણો છે. એણે આટલા આટલા

દેશો જોયા છે, ઉત્તમ ભાષાનું જ્ઞાન છે, છતાં એ બાહુજ મૃદુ અને શરમાળ છે. એણે એની કેળવણીથી એનું "સ્ત્રીત્વ" નથી ખોયું. કેટલીક ભણેલી સ્ત્રીઓ પુરૂષોની માફક ટીકા, મશ્કરી, ઠઠ્ઠા કરે છે, અગર પુરૂષો તરફ તાકીને જુએ છે. (Stare) તેની માફક આનામાં કાંઇપણ દોષ નથી. જરા ક્રોધથી આપણે બોલીએ છીએ તો લાલ લાલ થઇ જાય છે. આવી અમારી પ્રિય પુત્રી કપિંજલાને અત્યારસુધી લાયક વર નહતો. પણ પ્રધુમ્નને દેખતાં જ અમારા સર્વેનું અંતઃકરણ ઠર્યું છે. અને અમે આપની પાસે એટલું જ માગીએ છીએ કે આપ અમારી પુત્રીને પ્રધુમ્નની સ્ત્રી તરીકે સ્વીકારો."

કાલીચરણ એ હાથ જોડી ઉભો થઇ બોલ્યો "મહારાજ! કપિંજલા જેવી સ્ત્રી મેળવવાને મ્હારો પુત્ર ભાગ્યશાળી થાય એ પ્રભુની જ કૃપા છે. કપિંજલાની કીર્તિ દેશે દેશ છે. અને એવી ઉત્તમ કન્યા મ્હારા પ્રધુમ્નને મળે, એ એનું મહદ્‌ભાગ્ય! મેં ઘણાંક માગાં પાછાં ઠેલી પ્રદ્યુમ્નને આજસુધી કુંવારો રાખ્યો એનું ફળ મ્હારા સ્વપ્નમાં પણ મને ખબર નહીં કે કપિંજલા મ્હારી પુત્ર વધૂ તરીકે મળશે. મહારાજ! આપની આજ્ઞા મ્હારે શિરસાવન્દ છે. આ પ્રમાણે કપિંજલાનો વિવાહ પ્રધુમ્ન જોડે મળ્યો. અને ખુશાલીમાં આખા મંડલિકપુરને મહારાજા કાન્તિમાને ઉજાણી આપી. અને લોકોના હર્ષનો પાર ન રહ્યો. આ શુભ ખબરના સમાચાર પ્રેમકન્યા અને જ્ઞાનદીપને ત્વરાથી મોકલવામાં આવ્યા.

---

# પ્રકરણ ૬ ઠું



## લગ્ન.

" I wish you all the joy that you can wish."
Shakespeare.

( ત્હમારી ઇચ્છાનુસાર તમને આનન્દ પ્રાપ્ત થાઓ. )

કપિંજલાએ સાધારણ કન્યાઓ કરતાં કાંઇક જુદીજ હતી. એ દિવ્ય કન્યા હતી. કારણ એના આચાર, વિચાર, જ્ઞાન, એ બધું જોતાં એ સંસારની કન્યા નહીં, પણ દિવ્ય કન્યા જ લાગતી. એના વિચાર, એનો પ્રેમ, એવો તો ઉન્નત અને અમાનુષિક હતો, કે બિચારા ક્ષુદ્ર જન્તુ જેવાં સામાન્ય મનુષ્ય સ્હમજી ન ન શકે. એણે જ્યાંસુધી અભ્યાસ કર્યો ત્યાંસુધી અભ્યાસમાં એવી ગચી રહી હતી કે તેમાં જ તન્મય થઇ રહી હતી. ત્યારે એને લગ્ન અગર પતિનો વિચાર પણ નહતો. પણ પ્રદ્યુમ્નના દર્શનની સાથે એના મનમાં પ્રેમે પ્રવેશ કર્યો. એટલું જ નહીં પણ કપિંજલા પ્રદ્યુમ્નમય બનતી ગઇ. જો કે એની મનોવૃત્તિ જરા પણ એણે લગ્ન પહેલાં પ્રદ્યુમ્નને બતાવી નહતી. લગ્ન નક્કી જ થયું. પછી લગ્ન પહેલા મળવાની કપિંજલાના શરમાળ હૃદયે ના પાડી. કારણ દેવી મલ્લિકાના અત્યન્ત સહવાસથી તે મર્યાદા શિખી હતી. માત્ર પ્રદ્યુમ્નનાં તે દૂરથી જ દર્શન કરતી. અને અને પ્રદ્યુમ્નનાં દર્શનમાં પરમસુખ માનતી.

ગિરનારની યાત્રા કરવા મહારાજા કાન્તિમાન્ સપરિવાર નીકળ્યા, ને એક મહિના સુધી, ગિરનારની આસપાસનો પ્રદેશ, વેરાવળ, સોમનાથ, તુલસીશ્યામ આદિ સ્થળોમાં ફરી બધું મંડળ મંડલિકપુર આવી પહોંચ્યું. પ્રદ્યુમ્ન પોતાના વાકચાતુર્યથી બધાને પ્રિય થઇ પડ્યો. હાથમાં ચાબુક લઇ ઘોડા ખેલાવવા જે વખત નીકળતો, તે વખત કપિંજલા પૂર્ણ આનન્દથી જોતી. એક મહિનો સાથે મુસાફરી કરી, પણ પ્રદ્યુમ્ન અગર કપિંજલા અક્ષર સરખો બોલ્યાં નહતાં. એટલુંજ નહીં, પણ એકબીજાં શરમાતાં. કપિંજલાના મનોરાજ્યમાં પ્રદ્યુમ્ન જો કે આટલો બધો વસી રહ્યો હતો, છતાં એણે એક પણ પ્રેમની નિશાની બ્હાર બતાવી નહતી. પ્રદ્યુમ્નના ગુંજામાંથી પડી જતાં ગુલાબનાં, મોગરાનાં પુષ્પ તે છાની રીતે લઇ પોતાના હૃદયમાં ચાંપતી. એક માસની ટુંક મુદતમાં કપિંજલાને પ્રદ્યુમ્ન તરફ એટલો પ્રેમ થયો કે એના વિચારમાં કપિંજલા સઘળું ભુલી ગઇ. "અહા જ્યહારે હું શાકુન્તુલ વાંચતી, ત્યારે શાકુન્તુલાની સ્થિતિનું વર્ણન વાંચી, મને એમ થતું કે આ બધી કવિ કાલિદાસની કલ્પનાશક્તિ છે. બાકી વળી એવો તે પ્રેમ કેવો હશે ! પણ જ્યારથી મ્હારા વ્હાલા પ્રદ્યુમ્ન મેં જોયો છે ત્યારથી મને એમજ લાગે છે કે ખરા પ્રેમની સ્થિતિ ચિતરવાને કાલિદાસ પણ સમર્થ નહતો."

લગ્ન વિષે એણે ઉત્તમ ગ્રન્થ વાંચ્યા હતા. કૉલ્ડવેલનું એ વચન સત્યમાનતી કે,

"Though twain, yet one, and running to one goal,
As Chariot wheels, though twain together roll;

Light be your load of life, your pathway clear,
Your common goal when furthest seem most near."

ગરીબ બિચારી કપિંજલા, જેણે આ સંસાર સ્વર્ગ સમાન દીઠો હતો, જેણે મહાત્મા કાન્તિમાન્ તથા દેવી મલ્લિકાનાં ચરણ કમળ સતત સેવ્યાં હતાં, ત્હેને એમજ સમજાય કે આ સંસારમાં ઉંજણું એટલું દુધ છે. મુગ્ધ હૃદયની બાલિકાઓ! ત્હમને આ દુષ્ટ સંસારનો પવન ચાખ્યા વગર સંસારની સ્થિતિનું શું ભાન થાય!

યાત્રાએ જઇ આવ્યા પછી પાછા થોડા દિવસ કાલિચરણ બાબુ સકુટુંબ મંડલિકપુરમાં રહ્યા. ચોમાસું માથે આવતું હોવાથી બધાંએ મુંબાઈ ઉપડી જવાની તૈયારી કરી. ચોમાસું ઉતર્યે કપિંજલાનાં લગ્ન ઠર્યાં. બધા ચાલ્યા, અને પ્રદ્યુમ્ન પણ ચાલ્યો. કપિંજલા ઘોડા ઉપર બેઠેલા, પોતાના ભવિષ્યના મનોહર પતિને જોઈજ રહી. બધાં મંડળ સાથે તે અંતર્ધ્યાન થઇ ગયો. કપિંજલા શૂન્ય જ ઉભી.

મહાત્મા કાન્તિમાનના લગ્ન વિષે કાંઈક જુદાજ વિચાર હતા.

---

*—હરિગીત.—

તન ભિન્ન પણ મન ઐક્યથી દિશ એકમાં જાતાં હતાં,
જ્યમ ચક્રરથના બે છતાં ફરતાં દિસે સાથે સદા;
દુઃખ ભાર જીવનનો ઘટી સુપ્રયાણ થાજો તમતણું,
ઇશ ધામ માનો દૂરના છે સ્નેહીને નજદીક ઘણું.

હાલ જેવી રીતે માત પિતા પસંદ કરી હસ્ત મેળાપ કરી દે છે. એવી રીતનાં લગ્નને તે લગ્ન નહોતા કહેતા. બજારમાં એક હાંલ્લું લેવા જઇએ છીએ તો દસ ટકોરા મારીએ છીએ, તો લગ્ન જેવી ગહન વાત વગર વિચારે કરી દેવી એ એમને યોગ્ય ન લાગ્યું. પ્રદ્યુમ્ન સુન્દર હતો તેથી શું થયું? [1]Handsom is that handsome does. લક્ષ્મી એને પ્રસન્ન હતી તેથી શું થઇ ગયું? **[2]लक्ष्मीस्तोयत रंगभंग चपला** છે:—એમની ઇચ્છા એમ હતી કે પ્રદ્યુમ્ને અને કપિંજલાએ પોતાની પાસે અમુક સમય રહેવું, અને બન્નેના વિચાર એક બીજાને મળતા આવે તો જ લગ્ન કરવું. લગ્ન એ ઉત્તમ પ્રકારની મૈત્રી છે. અને એમને એમ જુઠી પ્રતિજ્ઞાઓ કરી, પછી એક બીજાને અસંતોષના કારણ રૂપ થઇ પડી, જીવન વ્યર્થ જેવું ગાળવું, એકના કરતાં બહેતર છે કે જીવન પર્યંત કુંવારાં રહેવું."

આ વિચાર એમણે મલ્લિકાદેવીને જણાવ્યા હતા. અને લક્ષ્મીદેવીને જણાવતાં, વ્યવહાર કુશલદેવી કદી પણ કબુલ કરે ખરી? "મહારાજા! અમે ગમે એટલાં સુધારક હઇએ, પણ હવે દિકરી ક્યાંસુધી કુંવારી રખાય! અને એમ આખી જીંદગી જ જ્યારે એકબીજાં અન્યોન્ય પ્રેમ પરીક્ષામાં ગાળે, તો પછી મૃત્યુ સમયે જ ખરા પ્રેમની પરીક્ષા થાય. આપણે આપણો જ દાખલો લ્યોને! અમાત્યનું અને મ્હારૂં લગ્ન, અને દેવી મલ્લિકાનું અને આપનું લગ્ન, એમાં શું વાંધો દીઠો!

---

૧ જે સુન્દર કૃત્ય કરે છે તે સુન્દર છે.

૨ લક્ષ્મી પાણીના મોજાના ભંગ જેવી ચપલ છે.

એમ બહુ વિચાર કરવામાં, બહુ તર્ક વિતર્ક કરવામાં આપણે પસ્તાવું પડે છે. એ તો જેમ પ્રભુની ઇચ્છા હશે તેમ થશે.” કાન્તિમાને શાંતિથી ગાંભીર્ય ને મૌન ધારણ કર્યું.

સમય ચાલ્યો ગયો. મહા સુદ પાંચમનાં લગ્ન ઠર્યાં: અને લગ્નની ધામધુમ નારાયણ શર્માએ તથા કાન્તિમાને કરવા માંડી. પ્રોફેસર મોરેલીટીને ખાસ તેડાવવામાં આવ્યો હતો. નારાયણ શર્માનાં કલકત્તાનાં સગાં વ્હાલાં ને મુંબાઇનાં સ્નેહીઓને આમંત્રણ દેવામાં આવ્યાં હતાં તેમજ મહારાજા કાન્તિમાને પણ પોતાના રાજ્યકુટંબને, સ્નેહીજનને, અને યુરોપીય મંડળને નોતર્યું હતું. સંક્રાન્તિના દિવસે તો મંડલિકપુર એક રમણીય શહેર થઈ ગયું હતું. જાત જાતના કારીગરો પોતાનો સામન વેચવાને મંડલિકપુરના પાદરમાં આવીને પડયા હતા. કાશ્મીરી શાલોનો વ્યાપારીઓ, હિંદુસ્થાનના ઝવેરીઓ, સોના રૂપાના વ્યાપારીઓ, ઘોડાના સોદાગરો આમ તેમ ફરતા જણાતા, તેમ જ નાટકની મંડળીઓ, રાસધારીનાં ટોળાં, નટ લોકો, હાથી ઘોડાના ખેલાડીઓ ઉપરા ઉપરી આવતા હતા. બંદોબસ્ત કરવાનું કામ કાન્તિમાન જાતે કરતા.

જાત જાતનાં વાજીંત્ર શાસ્ત્રીઓ, વાજાંવાળાંઓ આવતા ને “દેખો સાબ, જરા એક ચિજ સુનલો,” એમ કહ્યા કરતા. ગામમાં માણુસ માતું નહીં, અને આ સઘળું કુતૂહલ જોવાને માટે હજારો ગાઉથી માણસો આવતાં ને જોઇ જોઇ ચાલ્યાં જતાં–ટુંકામાં મંડલિકપુર એ એક સુન્દર જાહોજલાલી વાળું રાજ્યધાનીનું નગર થઈ પડયું હતું.

આખર એ શુભ દિવસ આવી પહોચ્યો. બાબુ કાલિચરણ પોતાના પરિવાર સાથે પૂર્ણ ઠાઠથી જાન લાવ્યો. પ્રદ્યુમ્ન પોતાના પચીશેક મિત્રને સાથે લાવ્યો હતો. અને એક ગોવાકરણી નૃત્ય કન્યાને પણ લાવ્યો હતો. ચોગરદમ આનન્દ પ્રસરી રહ્યો હતો.

લગ્નભૂમિકા આગળ એક મોટો મંડપ બનાવ્યો હતો. અને એક બાજુ યુરોપીઅન મંડળને માટે ખાસ બેઠક બનાવી હતી. બીજી તરફ રાજા રજવાડા માટે બેસવાની યોજના કરવામાં આવી હતી ત્રીજી તરફ ગામના અને નિમંત્રેલા સદ્દગૃહસ્થો માટે બેઠક કરવામાં આવી હતી, ચોથી બાજુ સગાં સંબંધી અને સ્ત્રી વર્ગ માટે બેસવાની સવડ કરવામાં આવી હતી—લગ્નની વેદી મધ્યમાં રાખી હતી અને લગ્ન કરાવવા માટે કાશીથી વિદ્વાન્ બ્રાહ્મણોને તેડાવ્યા હતા, પ્રોફેસર મોરેલીટી જેણે હિંદુસ્થાન મુકયા પછી પોતાનો કાળ ધાર્મીક કામોમાં ને ધર્મ સુધારવામાં ગાળ્યો હતો, તેણે પોતાનોધર્મ ગુરૂ તરીકેનો વેષે પહેરી પોતાની ખુરશી લગ્ન ભુમિકા પાસે મુકાવી હતી.

કાશીના બ્રાહ્મણો પહેલાં તો જરા બબડવા લાગ્યા, પણ કાન્તિમાનનો રોફ, અને ભારે દક્ષણાની લાલસાએ ચુપ થઇ ગયા. પુરોહિત જોડે ભાગી તુટી ગુજરાતી ભાષામાં પ્રોફેસર મોરેલીટી બોલ્યા કે " ટમારી લગનની રિટીમાં અમારાથી જરા ફેર એટલો છે કે ટમારામાં બઢી [1]પ્રટિજ્ઞા કનાજ[2] કરે છે, ને અમારામાં બેઉ ટરફેનની પાર્ટી સોગંદ લે છે." પુરોહિત બાવાએ ઘણાએ

૧ પ્રતિજ્ઞા. ૨ કન્યાજ.

દાખલાને દલિલોથી સિદ્ધ કરવા યત્ન કર્યો કે પુરૂષ તે પુરૂષ છે ને એને એટલી બધી પ્રતિજ્ઞાની કાંઈ જરૂર નથી, પણ પ્રોફેસર મોરેલીટી દ્રઢ જ રહ્યો-તેણે કહ્યું. " અમે ટેમ હોય, પણ જ્યાં સુઢી ભાયડાને ટથા બાયડીને સમાન હક નહી ટયાં સુઢી બધું ટમારૂં ઢર્મ શાસ્ટર નકામું છે" આમ મત ભેદ થતાં પુરોહિત બાવા ખિન્ન થયા-અંદર અંદર બબડયા કે સાહેબ લોક લગ્ન વખતે શા ! પણ લક્ષ્મીદેવીની અમર છાયાના દાબ નિચે ગુંટડો ગળી ગયા. આ પ્રમાણે લગ્ન મંડળ આગળ ધામધુમ ચાલી રહી હતી. ભારે ઠાઠ માઠથી વરઘોડો ચ્હડાવી, આખા ગામમાં ફેરવી, ખારેક અને સોપારીનું લ્હાણું કરતા કાલિચરણ, વરરાજા અને સાજન સાથે લગ્ન મંડપ આગળ આવી પહોચ્યા, તે વખતની ખુશાલી માટે વાજીંત્ર નાદ બન્ને પક્ષ તરફથી વાગવા માંડયા, અને તમામ યુરોપીઅન સુદ્ધાંત, ઉભા થઈ જઈ વરરાજાને વધાવી લીધા, અને લગ્નનીવેદી આગળ લાવ્યા-ત્યાં એને કન્યા પક્ષની સ્ત્રીઓ તરફથી પુષ્પથી વધાવી લીધો, પછી લગ્નની તૈયારી થઈ.

મંગલાષ્ટક ભણાવવા માંડયાં-તે દિવસે બરાબર ગોરજ લગ્ન હતું. મંગલાષ્ટક ગવાતાં હતાં, " શુભ લગ્ન સાવધાન " ચાલતું હતું; ત્યાં શાંતિ અત્યન્ત પ્રસરી હતી. તે દિવ્ય ક્ષણની વાટ્ય બધા એ-કાગ્રતાથી જોતા હતાં ત્યાં **समय** : એવો સ્વર પુરોહિતના મુ-ખમાંથી નીકળતાં હસ્તમેળાપ થઇ ગયો. ને તેની જોડે વાજીંત્રના નાદ, ને તોપોના બહાર ને પુષ્પ વૃષ્ટિનો શુમાર ન રહ્યો-કપિંજ-લાનું લગ્ન પ્રદ્યુમ્ન જોડે થયું. કપિંજલા હર્ષની પરિસીમાએ પહોચી.

---

## પ્રકરણ ૭ મું.

### કપિંજલાનો પ્રેમ.

" વ્હાલા ! પધારો મ્હારે મંદિરેરે લોલ !
" મંદિરે પવિત્ર વસે પ્રેમજો.
" વ્હાલા ! પધારો મ્હારે મંદિરેરે લોલ.
" રજની વધાવે રૂડા ચંદ્રનેરે લોલ,
" વ્હાલાને વધાવું હુંય તેમ જો; વ્હાલા પધારો.
" મંદિરે વગાડો સ્નેહ ઘંટડીરે લોલ,
" ઘંટડીની તાને રાખું ધ્યાન જો;
" વ્હાલા ! પધારો મ્હારે મંદિરેરે લોલ.
" ચાલો પૂજીએ પ્રેમ દેવનેરે લોલ.
" એક બની ગાશું ઉર ગાન જો,
" વ્હાલા ! પધારો મ્હારે મંદિરેરે લોલ.

× × × × . × ×

અરદેશર ફ઼. ખબરદાર.

---

કપિંજલાને ચોગરદમથી લગ્ન ભેટ અને આશીર્વચનો મળ્યાં–પ્રો. મોરેલીટીએ હિરાનો "ક્રોસ" ભેટ તરીકે આપ્યો ને કહ્યું કે વિપત્તિ સમયે આનું સ્મરણ કરજે, તે સિવાય અનેક ભેટો મળી જેનું વર્ણન કરવું મુશ્કિલ છે; તેમજ લગ્નની ધામધુમ પણ અલૌકિક થઇ–યુરોપીઅનને પાર્ટીઓ ઉપર પાર્ટી મળવાથી ખુશ ખુશ થઈ ગયા. અને સારાં ખાનપાનથી આનંદિતથી બની પોતાને મોભો છોડી દઇ બધા જોડે સારી છુટથી વર્તવા લાગ્યા.

બ્રાહ્મણોને દક્ષણા ઉપર દક્ષણાઓ મળી, ને જાત જાતનાં ભોજન, મિષ્ટાન્ન મળ્યાં. લગભગ મહિના સુધી આનન્દ ચાલ્યો, ધિરે ધિરે બધું વેરાવા માંડયું–મહારાજા કાન્તિમાનના આગ્રહથી કાલિચરણ બાબુ સપરિવાર મંડલિકપુરમાં રહ્યા હતા. પ્રદ્યુમ્ને પોતાના મિત્રમંડળને રજા આપી દીધી.

તમામ લગ્નની નિમિત્તનું આવેલું માણસ, ખેલાડી લોક વિગેરે વેરાઈ ગયું, મંડલિકપુર પોતાની સ્થિતિમાં આવી ગયું; ત્યારે કાલિચરણ બાબુએ કન્યાની સાથે જવાની પરવાનગી માગી. લક્ષ્મી દેવી ગળગળાં થઈ ગયાં, ને ઘણાક આગ્રહથી બાબુજીને થોડા દિવસ રહેવા હા ભણાવી.

એક તરફથી આમ લીલા ચાલી રહી છે, ત્યારે કપિંજલા અને પ્રદ્યુમ્ન પ્રેમની પરિસીમા ભોગવતાં હતાં. જ્યાં સુધી લગ્ન થયું ન હતું ત્યાં સુધી બન્ને એક બીજા સાથે બોલ્યાં સરખાં ન હતાં. પણ લગ્ન થયું એટલે મર્યાદાની શી જરૂર! મહારાજા કાન્તિમાને એક સુન્દર મહેલ બન્નેને માટે કહાડી આપ્યો. અને લગ્ન

થયા પછી આઠમે દિવસે એ બન્નેએ સ્થળમાં પ્રથમ જ મળ્યાં. કપિંજલા અત્યંત સ્નેહથી ભેટી પડી ! "વ્હાલા, વ્હાલા, આ છ મહીના મ્હને છ યુગ જેવા લાગ્યાં છે, વ્હાલા પ્રદ્યુમ્ન હવે હું ત્હમારા ચરણુની સેવા સતત કરીશ. વ્હાલા ! જ્યારથી મને ત્હમારાં પ્રથમ દર્શન થયાં છે ત્યારથી હું ગાંડીને ઘેલી બની છું. તમે મુંબાઈ ગયા હતા ત્યાંથી કાગળ પણ ન લખ્યો ? " કોઈ દિવસ પરિચય ન પડેલો, એવી આ મનોહર મુગ્ધા આવા જાણે ઘણા જ દિવસના પરિચય વાળી હોય એમ બોલતી જોઈ, પ્રદ્યુમ્નતો દિંગજ થઈ ગયો !

" અરે વાહરે વ્હાલી વાહ ! આટલા દિવસ આ બધી શરમ ક્યાં જતી રહી હતી ? વ્હાલી હું તો તને બહુ અભિમાની ધારતો, પણ તું તો શરમાલ નીકલી ! " આમ પ્રેમાલાપમાં કાળ વ્યતીત થવા માંડયો. કપિંજલાનો પ્રેમ અલૌકિક હતો. જ્યારે એ પ્રદ્યુમ્નને પરણી ન હતી, ત્યારે એને અર્પણ કરવાને જાત જાતની ચીજો સંગ્રહ કરી હતી. એ જાણતી કે પ્રદ્યુમ્નને મોગરો ને ગુલાબ બહુ ગમે છે તેથી એણે મોગરો અને ગુલાબનું ઉદ્યાન બનાવ્યું હતું. એને એમ ખબર હતી કે પ્રદ્યુમ્ન ઘોડાનો શોખીન છે તે ઉપરથી એણે જાત જાતના ઘોડા એકઠા કર્યા હતા. પોતાનાં દરેક પુસ્તક ઉપર, કપડાં ઉપર, એણે "પ્ર" એ છુપી રીતે લખ્યું હતું, પોતાનું સર્વસ્વ એણે પ્રદ્યુમ્નને અર્પણ કર્યું હતું, એક સુન્દર છબી એણે કેનવાસ ઉપર ભરી હતી, અને એ પોતાના વ્હાલા પ્રદ્યુમ્નની છબી એણે ચોરી લીધી હતી, તે ઉપરથી ચીતર્યું હતું. પોતાની કોટમાં હિરાના પદકમાં દેવની છબી હતી, તે કહાડાવી નાંખી ત્યાં

પ્રદ્યુમ્નની છબીનું "લોકેટ" પહેર્યું હતું, આ બધું તો લગ્ન પહેલાં હતું, લગ્ન થયાની સાથે તો એ પોતાના વ્હાલાને ક્ષણ પણ છોડતી નહીં, પ્રદ્યુમ્ન જેટલો વખત શિકાર કરવા જતો, તે વખત તે પોતાના પિતા કે રાજર્ષિ પાસે જતી; હમણાં તેણે લખવું, વાંચવું, ગાવું સઘળું છોડી દીધું હતું. પોતાના પતિની સેવામાં જ રહેતી. બાબુ કાલિચરણ કપિંજલાનુ આવું ઉત્તમ વર્તન જોઈ છક જ થઇ ગયો. પ્રદ્યુમ્ન જે સ્ત્રીનો પ્રેમ શું તે જાણતો નહતો તે તો આનન્દની પરિસીમાએ પહોચ્યો! "અહો! ઇંગ્લાંડ આદિ સ્થળે ફરેલી, અને આટલી વિદુષી મ્હારી કપિંજલા, મ્હારી એક દાસીથી પણ અધિક સેવા કરે છે!" આ વિચારમાં એ તલ્લિન થઈ ગયો. આ પ્રમાણે લગ્ન પછી એક માસ વ્યતીત થઈ ગયો. પૃથ્વીરાજ જેમ સંયુક્તાના ભોગ વિલાસમાં લીન થઈ ગયો હતો, તેમ કપિંજલાના પ્રેમ પાશમાં પ્રદ્યુમ્ન લીન થઇ ગયો. હવે એણે ધીરે ધીરે શિકાર, ઘોડે બેસવું ઇત્યાદિ ઓછું કરી નાંખ્યું અને ઘણો વખત કપિંજલા પાસે રહેવા માંડયું. કપિંજલાએ પણ માતા પિતા પાસે જવાનું માંડી વાળ્યું. બન્ને જણ કોઇ દિવસ શેતરંજ રમવામાં, તો કોઇ દિવસ ગાયનમાં તો કોઇ દિવસ જળ ક્રીડામાં, તો કોઇ દિવસ હાથમાં હાથ ઝાલી ફરવામાં સમય ગાળતાં.

આમ એક મહીનો જણાયો પણ નહીં. પ્રોફેસર મોરેલીટી લગ્ન પછી તુરત ઇંગ્લંડ પધારી ગયા હતા. કાલીચરણ બાબુ દોઢ મહીનો વ્હેવાઇને ત્યાં રહ્યા, અને પછી પ્રદ્યુમ્નને સાથે લઈ જવાની ઇચ્છા બતાવી. પણ મહારાજા કાન્તિમાનના આગ્રહથી હાલમાં મંડલિક પુરજ રહ્યા. પ્રેમઘેલાં દંપતીને બ્હારની દુની-

આનું જરા પણ ભાન નહતું. કાન્તિમાન્ પોતાની પ્રાણ તુલ્ય પુત્રીને ન દેખતાં ખિન્ન થતા, પણ કપિંજલા તો પ્રદ્યુમ્ન મય બની ગઇ હતી. "કઇ રીતે મ્હારા પ્રાણને પ્રસન્ન કરૂં, કઇ રીતે મ્હારા નાથને હું આનન્દ આપું," એ જ વિચારમાં તલ્લીન થઇ ગઇ હતી. એક દિવસ કાન્તિમાન કપિંજલાને મળવાને એને બંગલે ગયા. તે વખતે એ પતિની પૂજા કરી આરતી ઉતારતી હતી. આરતીની વાટય સળગાવી, ત્યાં દાસીએ કહ્યું કે "મહારાજા પધાર્યા છે." કપિંજલાએ કહેવરાવ્યું કે "પિતાજીને કહો કે રંગભવનમા બિરાજો, હું જરાવારમાં આવું છું. ને બરાબર અડધે કલાકે શરમાતી કાન્તિમાત પાસે આવી પહોંચી ને પગે પડી બોલી" પિતાજી ! ક્ષમા કરજો, જરા આપને ખોટી થવું પડ્યું, આપે શા માટે તસ્દી લીધી? હું ન આવત !" કાન્તિમાન બોલ્યા:-" પુત્રિ ત્હારી પતિ ભક્તિ, ત્હારો પતિપ્રેમ જોઇ મને ઘણો આનન્દ થાય છે. ઈશ્વર તે તારા પ્રેમનો બદલો આપશે. પુત્રિ ! ત્હારા નિયમમાં તું દૃઢ જ રહેજે અને ગમે એવા ઝંઝાવાત આવે પણ ડગીશ નહીં." કપિંજલાએ નમન કર્યું. "પિતાજી, આપના અને માતુશ્રીના બોધમાંથી મળેલા જ્ઞાનનું તો સોમા ભાગનું પણ વર્તન નથી થતું, પણ આપના આશીર્વચનથી હું તે પ્રમાણે ચાલીશ એવી આશાછે." તે દરમીયાનમાં કપિંજલાએ જુદી જુદી "પોઝીશન"ની [૧] પ્રદ્યુમ્નની છબીઓ પડાવી હતી અને પોતાના ભવનમાં સ્થળે સ્થળે મુકી હતી, પોતે એક જ છબી પ્રદ્યુમ્ન સાથે પડાવી હતી, જેમાં પ્રદ્યુમ્નને સ્હામા બેસાડી પોતે પૂજા કરતી હોય એવી ઢબ રાખી હતી. હમેશાં એ સ્હવારમાં વ્હેલી ઉઠતી ને દાતણ કરી નાહી

૧ સ્થિતિની; ઢબની.

લેતી ત્યાર સોરો પ્રદ્યુમ્ન ઉઠતો, તેને સ્હવારનો ચા, નાસ્તો વિગેરે આપી, જ્યારે તે ફરવા જતો ત્યારે રસોઇ ઉપર પોતે જાપતો રાખતી અને નિત્ય નવિન ભોજન રસોઇઆ પાસે બનાવરાવતી, કલાકેકમાં પ્રધુમ્ન બ્હારથી આવતો; ત્યાર પછી એની જોડે એને પસંદ પડે એવી વાતો કરતી, બપોરે જમી પોતાના મ્હેલ પડખે ઉદ્યાનમાં બપોરનો કાલ વ્યતીત કરવા બને જતાં. ગ્રીષ્મ ઋતુના સખત તાપથી શાંતિ પામવા એણે પોતાના પતિને માટે પુષ્પનો હિંડોળો બનાવ્યો હતો. અને તે પુષ્પ કરમાય નહીં એવા ઉદ્દેશથી મંદ મંદ ફુવારો ત્યાં ઉડયા કરતો. અને તે ફુવારામાંથી ઉડતાં ઝીણાં બિન્દુ પ્રધુમ્ન અને કપિંજલા ઉપર પડતાં. કપિંજલાએ બ્હાર દાસીને પંખો ખેંચવાનો હુકમ આપેલો હોવાથી ધીરે ધીરે પવન અત્યન્ત આનંદ આપતો. બપોરના એકથી પાંચ વાગ્યા સુધી એમ વિહાર કર્યા પછી, પાછો નારંગી, દ્રાક્ષ, કેરી, આદિ લીલા મેવાનો નાસ્તો આવતો, તથા જાત જાતના શરબત આવતા, તે ચાખ્યા પછી સ્હાંજના પ્હોરનો પ્રદ્યુમ્ન પાછો ફરવા જતો, તે વખતે કાંતો તે સાથે જતી અગર ઘરમાં રહી પુસ્તક વાંચતી અથવા કવચિત્ પોતાની માતા પાસે જતી. રાત્રિએ ભોજન કરી, પોતાના પતિ જોડે શેતરંજ, અગર બાજી, અગર "બીઝીક," રમતી, ગાતી, બજાવતી. આ પ્રમાણે છ મહીના છ કલાકની માફક ચાલ્યા ગયા. પ્રધુમ્ને પોતાના પિતાની સાથે મુંબાઇ જવાની ઇચ્છા બતાવી. ને કપિંજલા પણ આ સઘળો વૈભવ મુકી દઇ, મુંબાઇ જવા તૈયાર થઇ.

---

# પ્રકરણ ૮ મું.

## મલ્લિકાનો બોધ.

We women have four seasons like the year:
our spring is in our lightsome girlish days,
When the heart laughs within us for sheer joy;
Ere yet we know what love is, or the ill
Of being loved by those whom we love not.
Summer is when we love and are beloved,
And seems short; from its very splendour seems
To pass the quickest;crowned with flowers it flies.

---

વર્ષની ચાર ઋતુઓની માફક અમારે સ્ત્રીઓને પણ જીવનની ચાર ઋતુ છે. અમારી વસન્ત ઋતુ અમારી કુમારી અવસ્થા છે. જેમાં અમારૂં અંતઃકરણ સર્વદા આનન્દમય બની હસ્યા કરે છે. અમને તે સમયે પ્રેમ શું છે તેની ખબર પણ નથી હોતી અથવા તો અમે જેમને ચ્હાતા નથી, તેઓ અમને ચ્હાવાથી જે ખરાબ પરિણામ આવે છે, તેની ખબર પણ નથી હોતી. અમારા જીવનની ગ્રીષ્મ ઋતુમાં અમે પ્રેમમય બનીએ છીએ, અને એ પ્રેમનો બદલો પ્રેમમાં જ અમને મળે છે. અને તે સમય બહુ થોડી વાર ચાલે છે, અને તે સમય તેના ભપકા સાથે, અને પુષ્પનો મુકટ ધારણ કરી, આનન્દથી ઝપાટામાં ચાલ્યો જાય છે. જીવનની શરદ ઋતુ જ્યારે અમારી પાસે એક સુન્દર નાજુક બાળક લાડયા કરતું હોય છે, ત્યારે આવે છે. અને જીવનની શિશિર ઋતુ જ્યારે પ્રિય જનો મૃત્યુ પામે છે ત્યારે આવે છે–કારણ તે વખત અંતઃકરણ બરફની માફક ઠરી જાય છે. ”

Autumn when some thing with tiny hands
And rosy cheeks, and flossy tendrilled, locks
is wantoning about us day and night;
And winter is when those we love have perished.
For the heart ices them. P. J. Bailey.

"પુત્રીની વસ્તી કેટલા દહાડા? કપિંજલા આખર મુંબાઈ જશે, અને આપણે એકલાં રહીશું—વ્હાલા, પુત્રી તે પુત્રી! ગરીબ ગાય જેવી મ્હારી વ્હાલી, મૃદુ કપિંજલા, જેને મ્હેં પ્રાણથી પણ પ્રિય ગણી છે, તેને વિદેશ મોકલવી મ્હને નથી ગમતી—મહારાજ જોડે ગઈ હતી તે જુદી વાત અને આ જુદી વાત, પણ કંઇ ઉપાય છે?" આમ લક્ષ્મીદેવીએ નારાયણ શર્માને કહ્યું. જવાની તૈયારીઓ થવા માંડી હતી, તે અરસામાં ભદ્રા નદીના કાંઠા ઉપર મહારાજા કાન્તિમાનને ત્યાં મહોત્સવ થવાનો હતો, અને તેની તૈયારીઓ થવા માંડી હતી; મહેલને ઘણી જ સારી રીતે શણગારવામાં આવ્યો હતો; અને દીવાની સારી રચના કરવામાં આવી હતી; તેમજ જાતના જાતનાં પુષ્પોનાં કુંડાં મહેલની આસપાસ ગોઠવી દેવામાં આવ્યાં હતાં. જીર્ણદુર્ગથી બે ગન્ધર્વ કુમારને બોલાવવામાં આવ્યા હતા, અને સંગીતની સર્વ તૈયારીઓ કરવામાં આવી હતી. કાલિચરણ, શ્યામલતા, પ્રદ્યુમ્ન, એમનો પરિવાર, ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો, નારાયણ શર્મા, લક્ષ્મીદેવી વિગેરેને નિમન્ત્રવામાં આવ્યાં હતાં. તમામ મંડળ નક્કી કરેલા દિવસે રાતના આઠ વાગે મળ્યું. નારંગી, લીલી દ્રાક્ષ, આફુસની કેરી વિગેરે લીલા મેવા, બરફી, પેંડા, બક્રામના રોટલા, મહેસુબ, તેમજ તળેલા મમરા, બટાટા, કેળાનાં રાયતાં વિગેરે ખાવાની ચીજો તૈયાર હતી. તેમજ બદામ, આરેળી પરતાં આદિ સુકો મેવો હતો; ચ્હા, કોફી,

અને આઇસક્રીમ તૈયાર હતાં. વાજાંઓ વાગતાં હતાં. બધાંએ જાત જાતનાં સુન્દર કપડાં પહેર્યાં હતાં. ન્હાની કન્યાઓ સુન્દર ગરબા ગાતી હતી, બહાર બન્દીજન કાન્તિમાનના ગુણાનુવાદ ગાયા કરતા હતા, અને અનેક માંગણોનાં વૃન્દ યાચના કર્યે જતાં હતાં, અને કાન્તિમાન એમની ઇચ્છાઓ પૂર્ણ કર્યે જતા હતા, આ પ્રમાણે શોભા થઈ રહી હતી, તમામ નિમંત્રેલું મંડળ હાજર હતું, ગંમત બરાબર અર્ધી પહોચી, ત્યાં દેવી ગલિકાની આજ્ઞાથી એક અનુચરે ઘંટનાદ કર્યો, અને તુરત તમામ ચૂપ થઇ ગયું, મહેલમાં કરેલી ગોઠવણ પ્રમાણે દેવી ગલિકા તૈયાર કરેલી વેદી ઉપર આવ્યાં અને બોલ્યાં–“ પુત્રિ કપિંજલા ! આજનો ઉપદેશ મુખ્ય કરીને ત્હારે અને અન્ય જેની ઇચ્છા હોય તેને માનવાનો છે; તું આટલાં વર્ષ અમારી પાસે રહી, ઉછરી મ્હોટી થઇ, ને તને સુશિક્ષણ મળ્યું, તેનો સદુપયોગ કરવાનો, તેનો સાર્થક કરવાનો, સમય હવે પાસે આવ્યો છે. તું દંપતી ધર્મમાં પ્રવીણ છતાં, કેટલાંક વ્યવહાર વચન કહેવાં જોઇએ ધારી કહું છું. પ્રથમ તો તારૂં વર્તન એવું ઉત્તમ રાખજે, કે તું જગતમાં એક ઉત્તમ દૃષ્ટાન્ત રૂપ ગણાય–તારા પતિની આજ્ઞાને શિરસાવન્દન કરજે, અને કદી પણ સ્હામો ઉત્તર ન આપીશ, તારા પતિ તરફ માનની લાગણીથી જોજે, અને કદી પણ એના વિરૂદ્ધ કોઇને મુખે ન બોલીશ. જન સમાજમાં, તારા પતિથી સુન્દર, આકર્ષક, અને મનોહર પુરૂષો તારી નજરે પડશે પણ એમના સંબંધમાં વિચાર સરખો ન કરીશ, કારણ સૃષ્ટિમાં ઇશ્વરે દંપતી બનાવી હાથ ધોઇ નાંખ્યા છે, ને મર્યાદા મુકી હદ કરી છે, આપણે મનુષ્યો અપૂર્ણ છીએ. પણ જેટલે દરજ્જે આપણે પૂર્ણ થવાને યત્ન કરીએ તેટલે દરજ્જે પ્રભુની સમીપ જઇએ

છીએ—માટે તું પૂર્ણ, અને ઉત્તમ પ્રકારની સતી બનજે. ડર પરમેશ્વરનો રાખજે, અને પતિને પરમેશ્વર સમાન ગણી સતત સેવા કરજે. તેં ઉત્તમ પ્રકારની કેળવણી લીધી છે. તું સપ્તપદીના અર્થ સમજે છે, તું વિદુષી છે, છતાં આટલું કહેવાની જરૂર પડે છે કારણ દુનીઆનો પવન જુદો છે છેવટમાં એટલું જ કહેવાનું કે તું શાંતિ છોડીશ નહીં, તું તારી પ્રકૃતિ અભિમાની, અગર રીસાળ રાખીશ નહીં અને એટલું દઢ રાખજે કે તું ઉત્તમ નિયમો તારા પોતાના હિતને માટે જ પાળે છે. અને એ પાળવામાં તું કોઈ પણ રીતનું અભિમાન રાખીશ નહીં.”

દેવી **મલ્લિકા** ભાષણ ચલાવ્યે જતાં હતાં, ને મૃદુ હૃદયની કપિંજલા સાંભળતી હતી, અને એની આંખમાંથી સ્નેહને લીધે ડબક ડબક આંસુ પડયે જતાં હતાં, તે સુગન્ધમય રૂમાલમાં ઝીલ્યે જતી હતી; એની કાંતિ અતિશય સુન્દર થઇ હતી, અને એની સુન્દરતા, અને પવિત્રતા તાદૃશ જણાતી હતી, મલ્લિકાદેવીએ ઘણો ઉત્તમ બોધ આપ્યો, અને છેવટમાં પ્રધુમ્નને ઉદ્દેશી કહ્યું “વત્સ! તું અમારી મૃદુ કપિંજલાને લાયક પતિ થજે.” ભાષણનો અંત આવ્યો, બધાંએ નમન કર્યું. ને તુરત બીજો ઘંટ નાદ થતાં વાજીંત્રનાદ શરૂ થયા, ને ગંમત શરૂ થઇ, બધાંએ ખાનપાનની સાથે પરમ સુખ અનુભવ્યું, છેવટમાં બધાંએ સાથે મળી પરમાત્માની આરતી ગાઇ, અને **“મહારાજા કાન્તિમાનનો જય”** બોલી વિસર્જન થયા.

---

## પ્રકરણ ૯ મું.

### પ્રદ્યુમ્નનું મિત્રમંડળ.

" Every one that flatters thee,
Is no friend in misery :
Words are easy like the wind
Faithful friends are hard to find;
Every man will be thy friend
Whilst thou hast wherewith to spend;
But if store of crowns be scant,
No man will supply thy want,
If that one be prodigal,
bountiful they will him call;
and with such flattering
"Pity but he were a king." Shakespear.

---

જે મનુષ્ય ત્હારી ખુશામત કરતો હોય તે તારો વિપત્તિ સમયે મિત્ર નથી. શબ્દ પવનની માફક સ્હેલાઇથી બોલી શકાય છે--અને વિશ્વાસુ મિત્રો મહા મુશ્કેલીથી મળે છે-જ્યાં સુધી તારી પાસે દ્રવ્ય આપવાનું સાધન છે, ત્યાં સુધી દરેક મનુષ્ય તારો મિત્ર થશે પણ જો શીધાં પાણી આછાં હશે, તો કોઇ મનુષ્ય તારી હાજતો પુરી પાડશે નહીં. જો તું ઉડાઉ થઇશ તો તે લોકો તને ઉદાર કહેશે. અને આવી ખુશામતથી ભરપુર "**એ રાજા છે.**" એમ કહેવું એ ખરેખર દયાજનક છે.

કપિંજલા પોતાનાં પ્રિય જનની રજા લઇ પતિની સાથે મુંબાઈ આવીને રહ્યાને લગભગ છ મહીના થયા છે, મુંબાઇમાં મહાલક્ષ્મીના ભાગમાં દરીઆપર સુન્દર મહેલમાં એનું નિવાસ સ્થાન છે. પ્રધુમ્ન હવે મંડલિકપુરમાં હતો તેવો નથી રહ્યો, એ કપિંજલાના અત્યન્ત પ્રેમથી કંટાળ્યો છે. " સાળુ, થોડા દિવસ આમ સારૂં લાગે, બારે માસ અતિશય પ્રેમ બતાવીને મને આ બાયડી બાયલો બનાવી દેશે, " એમ એ બબડતો. કપિંજલાના અંતઃકરણમાં જરા એમ થવા લાગ્યું હતું કે આ પ્રધુમ્ન પ્રથમ જેવો નથી રહ્યો. પણ જે દિવસે એના મનમાં આ વિચારે પ્રવેશ કર્યો તેજ વખતે એણે દૃઢ નિશ્ચય કર્યો કે આવી દુર્વાસનાને કદી ઉગવા ન દેવી.

[1] कःशत्रुर्वद खेददानकुशलो दुर्वासनासंचयः ।

કપિંજલા, જ્યારે જ્યારે મન મુંઝાતું ત્યારે ત્યારે મહાત્મા કાન્તિમાનની સલાહ મંગાવતી. અને તદનુસાર વર્તતી.

હાલમાં કાલિચરણબાબુ તથા શ્યામલતા કાંઇક અગત્યના કામ સારૂ કલકત્તે ગયાં હતાં અને વ્યાપારની વ્યવસ્થા બધી પ્રધુમ્નના હાથમાં હતી. પ્રધુમ્નને મિત્રો ઘણા હતા. એ ઘણીક કલબોનો મેંબર હતો, અને તેની ફી ભર્યે જતો અને ઘણીક સમય એમાં ગાળતો. આજ આ સભાની સામાન્ય મીટીંગ હોય, તો કાલ બીજી સભાની [2]મેનેજીંગ કમીટી હોય તો

---

૧ આપણે શત્રુ કોણ છે ? ખેદરૂપી દાન આપવામાં કુશળ એવી ખરાબ વાસનાનો જરા પણ પ્રવેશ.

૨ કાર્ય ચલાવનારૂં મંડળ.

પરમદહાડે કોઇક મિત્રને ત્યાં સંગીત પાર્ટી હોય, એમ અઠવા-ડીઆમાં ભાગ્યે એકાદ દિવસ પ્રધુમ્ન એકલો બેસાતો. આથી મંડલિકપુરમાં જેમ સતત કપિંજલા પાસે રહેતો, તેમ અહીં બની ન શકતું. કોઇકિ વાર તો આખી રાતને રાત બ્હાર રહેતો, ને હંમેશાં રાતના અગ્યાર વાગે આવી વાળુ કરતો. અને બારે કલાક પ્રધુમ્ન મિત્રથી વીંટાયલો રહતો. કારણ અને લગભગ એક ડઝન ખાસ મિત્ર હતા. અને અક્કેકો મિત્ર અક્કેક કલાક મળવા આવતો. તો પ્રધુમ્નના બારે કલાક મિત્ર સેવામાં જતા. નાનપણમાં એને સ્કુલમાં ઘણા જ ગોઠીઆ હતા ને તે બધાની જોડે રમવામાં, ફરવામાં, ખાવામાં સમય ગાળતો. તે જો કે બુદ્ધિશાળી હતો, તો પણ ભણી ન શકાયું. શ્રીમાન્ હોવાથી એને ઘણાક ગરીબ મિત્રો આશાએ વળગી રહ્યા હતા–જેમ જેમ ઉંમરે વધતો ગયો, તેમ તેમ મિત્રની સંખ્યા વધ્યે ગઈ. એ કોઈકને પૈસા ધીરતો, તો કો-ઈકને જમાડતો, તો કોઇકને પુસ્તક આપી ભણાવતો, તો કોઇ-કને કપડાં આપતો. આથી એનાપર સ્નેહની લાગણી બધાની થવા માંડી. અને તે સ્નેહ સ્વાર્થરૂપી પુષ્ટિથી વધે ગયો અને એનું પરિણામ એ આવ્યું કે સ્નેહની મીઠાશથી મિત્રમંડળ તરફથી આખો દિવસ પ્રધુમ્ન પ્રેમમય બનતો ગયો. કાલિચરણને આ બીલકુલ પસંદ નહતું, પણ ભાઇને કહેવાય કેમ ? આથી કચવાતે મને જેમને તેમ ચાલવા દીધું. સ્હવારના પહોરમાં ટોળું એકને ઘેરથી બીજાને ઘેર મળવા જાય, નીશાળે પણ ગપ્પા મારે, અને સ્હાંજે પણ સાથે જ ફરે સ્હાંજે ઘેર આવે. ત્યાં તો હંમેશાં દરે-કને શ્યામલતા ચા, ખાવાનું વિગેરે આપે. આથી પ્રધુમ્ન મિત્ર-મંડળથી ઘેરાયલો રહેતો–પ્રધુમ્ન તમામને સમાન ભાવથી ચ્હાતો

પણ પ્રદ્યુમ્નને ચાહનારામાં સ્પર્ધા હતી, અને તેથી એક બીજા એક બીજાની પાછળ વાંકુ બોલતા, નિન્દા કરતા, અને હલકા પાડવા ચુકતા નહીં. પ્રદ્યુમ્ન દરેકની જોડે સારૂં રાખવા મથતો, એનું પરિણામ એ આવ્યું કે એ ગમે તેટલો મિત્રમંડળને માટે ઘસાતો, તણાતો, દુઃખી થતો, છતાં એને કોઈ અંતરથી ચ્હાતું નહીં. પ્રદ્યુમ્નને પણ મિત્રોનું જ વ્યસન લાગેલું. એટલે એવો સમય હોય કે કોઇ પણ એની પાસે ન હોય, તો તુરત તે ગમે તેને ત્યાં દોડે અને સમય વ્યતીત કરે. આ પ્રમાણે જીવનનાં પચીશ વર્ષ એનીએ કડાકુટમાં પ્રદ્યુમ્ને ગાળ્યાં હતાં—એનું પરિણામ એ આવ્યું કે એનાથી અભ્યાસ થયો નહીં. મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પાસ થઇ શક્યો નહીં. પ્રદ્યુમ્નના લગ્ન વખતે આમાંના કેટલાક મંડલિકપુર આવ્યા હતા. અને કપિંજલા, તથા મંડલિકપુરનો ઠાઠ જોઈ દિંગ બની ગયા હતા. કેટલાક વળી કપિંજલાનુ રૂપ જોઇ મોહી ગયા હતા. મનુષ્ય રચના જ એવી છે કે દરેક સરખા નથી હોતા. તે પ્રમાણે પ્રદ્યુમ્નના મિત્ર સમૂહમાં દરેક સરખા નહતા. પ્રદ્યુમ્ન જાતે દુર્વ્યસનથી દૂર હતો, પણ તેના બધા મિત્રો તેમ નહતા. તેમાંના દુરાચારી મિત્રોની દાનત કપિંજલાની કાંતિ દેખી ભ્રષ્ટ થઇ હતી. પ્રદ્યુમ્ન જ્યાંસુધી મંડલિકપુર રહ્યો, ત્યાંસુધી એમની કારી ફાવી નહીં. પણ જ્યાં મુંબાઈ આવ્યો, ત્યાં એ લોકોએ એમની યુક્તિ ચલાવવા માંડી. ધૂમ્રલોચન નામનો એક એનો મિત્ર એને હંમેશાં મ્હેણાં મારતો. "અહો ! તમારે એકલાનેજ સ્ત્રી હશે; અમે તો પરણ્યા છીએ અને બબ્બે છોકરાંએ થયાં છે. પણ અમે તો રાત દિવસ બાયડીના મ્હો સ્હામું જોઈ બેસી નથી રહેતા. પ-

હેલાં તો તમે અમને ઘડીએ જંપવા નો'તા દેતા, અને હવે તો ચારે દિવસ દર્શન ઘો છો." પ્રદ્યુમ્ન બધું મુંગે મ્હોએ સાંભળી રહતો, અને સ્મિત કરતો. એની દશા ત્રિશંકુ જેવી થઈ હતી. એક તરફથી કપિંજલાનો પ્રેમ ખેંચતો ને બીજી તરફથી મિત્ર સમૂહ ખેંચતો—એનું પરિણામ એ આવ્યું કે તે બન્ને પક્ષને નિરાશ કરવા લાગ્યો. મંડલિકપુરમાં સતત પાસે રહેનાર પોતાના પ્રિયતમને હવે નિરાંતે બેસવાની કલાકની પણ ફુરસદ નો'તી મળતી સ્હવારે ઉઠે એવો નાહી, ચા પીને ઘોડે બેસી ફરવા નીકળે, તે દસેક વાગે આવે તે વખતે ચાર પાંચ મિત્ર હોય; તેમાંના બે ત્રણ તો જમવામાં પણ હોય. બપોરે જમી રહે એટલે પાન સોપારી ખાઇ બાજી ચાલે, અંદર વળી વાદવિવાદ ચલાવે; પછી પોતાની પેઢીમાં જઇ, મુનીમ ઉપર અમલ ચલાવે. આમને આમ દિવસ અને રાત્રી પ્રધુમ્નને ફુરસદ ન મળે, ને કામ કાંઈ કરી શકયા નહોય. આજ એક મિત્રની પ્રીતિ સંપાદન કરી હોય તો એકની અવકૃપાને પાત્ર થયા હોય. કપિંજલા આશામાંને આશામાં જીવન ગાળતી. "અરે! આજ ફુરસદ નહીં હોય તો કાલ મળશે." પણ પ્રદ્યુમ્નની "કાલ" નો અંત ન આવ્યો.

પ્રધુમ્નનો એક મિત્ર પુંડરિક નામનો હતો. તે એમ. એ. ની પરીક્ષામાં પાસ થયેલો હતો. બન્નેની ઉમ્મર સરખી હતી એ એક સાધારણ કુટુંબનો હતો. તે પ્રધુમ્ન જોડે ફરનાર સહચરમાંનો એક નહતો. પણ કવચિતજ તેને મળતો. કાલિ-ચરણ બાબુની સ્હાયથી એ ભણી શકયો હતો. અને કલકત્તામાં પુંડરિક અને પ્રધુમ્ન એક મહીનો સાથે રહ્યા હતા. તે વખતે

બન્નેને માયા થઇ હતી. પુંડરિકના, લગ્ન વિષે ઘણા જુદા અભિપ્રાય હતા. જ્યાંસુધી પોતાની મનોવૃત્તિને અનુકુલ કન્યા ન મળે ત્યાંસુધી લગ્ન ન કરવું એ એનો નિશ્ચય હતો. આપણા હિંદુ સંસારમાં આમ લગ્ન બનવું મુશ્કિલ હોવાથી તે કુંવારોજ રહ્યો હતો. અને જો કે ઘણીક સુન્દર કન્યાઓનાં માગાં એને વાસ્તે આવતાં છતાં એણે દઢતાથી સર્વેની ના પાડી હતી. પોતાનું જીવન સરસ્વતી સેવામાં ગાળતો,તે પુસ્તકો લખતો, માસિકોમાં આર્ટીકલ આપતો, અને સારાં સારાં ભાષણો કરતો. તે પ્રદ્યુમ્નને જ્યારે એકલો મળતો ત્યારે સદ્બોધ આપવા ચુકતો નહીં. પ્રદ્યુમ્ને કપિંજલાના આવ્યા પછી તમામ મિત્રોને એક મિજબાની આપી હતી. તે વખતે પુંડરિકને પણ નિમંત્રવામાં આવ્યો હતો. કપિંજલાનાં દર્શનની સાથે એના મનમાં એમજ થયું કે "મારા અંતઃકરણને રૂચે એવી આ કપિંજલા છે.પણ એ વિવાહિત પરવધૂ છે. માટે મ્હારી પવિત્ર બ્હેન ગણી, દૂરથી એના સુખમાં ભાગ લઈશ." આવો દઢ નિશ્ચય કર્યો. અને પ્રદ્યુમ્નની સાથે એ જ્યારે જ્યારે આવતો ત્યારે ત્યારે કપિંજલાને "બ્હેન" કહીને બોલાવતો. અને પરિચય વધતાં બન્ને સાહિત્ય સંબંધી, તથા અનેક જુદા જુદા વિષય ઉપર ચર્ચા ચલાવતાં. પણ તે કપિંજલાને કદી એકલી હોય ત્યારે મળતો નહીં કારણ:—

**[1]યદીચ્છેદ્વિપુલાં મૈત્રીં ત્રીણિ તત્ર વિવર્જયેત્ ।**
**वाक्वादश्चार्थसम्बन्धः परोक्षे दारदर्शनम् ॥**

---

૧ જો મૈત્રી વધારવાની ઇચ્છા હોય તો ત્રણ વાતનો ત્યાગ કરવો. (૧) વાદવિવાદ, (૨) પૈસા સંબંધી લેવડ દેવડ, (૩) અને મિત્રની ગેરહાજરીમાં મિત્રપત્નીની મુલાકાત.

# પ્રકરણ ૧૦ મું.

## નિરાશા.

કંઈ લાખો નિરાશામાં, અમર આશા છુપાઈ છે.
મણિલાલ નભુભાઈ.

When slight has followed slight, and insult has been added to insult, the love which is determined still to love on, assumes a character at once fearless and divine,

Davies.

રાત્રિના અગિયાર વાગ્યા છે. સુન્દર રંગભવનમાં ગેસલાઈટ બળી રહ્યું છે—એક મ્હોટા ઘડીઆળમાં ધીમે ધીમે "ટક ટક," "ટક ટક"નો ધ્વનિ નિકળે છે. તે સિવાય સર્વત્ર શાંતિ પ્રસરી છે. આ સમયે એક કોચ ઉપર ડાબા હાથ ઉપર માથું મુકી પ્રદ્યુમ્નની છબી નીહાળતી કપિંજલા પડી છે. આજ સ્હવારના પહોરમાં પ્રદ્યુમ્ન કાંઈક બ્હાર ગયો હતો, અને હજી સુધી આવ્યો નહતો. પુંડરિક, ધૂમ્રાક્ષાદિ મિત્રોને ત્યાં તજવીજ કરાવી હતી, પણ એમને પ્રદ્યુમ્નની ખબર નહતી, કપિંજલાને મહાન્

જ્યારે અપમાન ઉપર અપમાન થયા કરે છે, તિરસ્કાર ઉપર તિરસ્કાર થયા કરે છે, ત્યારે પ્રેમી જન જેણે પ્રેમ ન છોડવાનો નિશ્ચય કર્યો છે તે એકદમ દિવ્ય અને નિર્ભય વ. ર્તન કરે છે.

વ્રત હતું. પ્રધુમ્નની પૂજા કર્યા વગર તે જમતી નહીં તે નિયમાનુસાર તેણે હજી કાંઇ પણ ખાધું નહતું. એના મનમાં પ્રધુમ્ન વિષે બહુ ચિન્તા થયા કરતી હતી. "હજી સુધી કેમ ન આવ્યા. કયાં ગયા હશે?" "કોના સંગમાં ફરતા હશે?" એ વિચાર થયા કરતો હતો. ઘડીકમાં તે ચોપડી વાંચતી, ઘડીકમાં માથું ઉંધું ઘાલી પડી રહેતી, આમને આમ મધ્ય રાત્રી સુધી સમય ચાલ્યો ગયો.

એટલામાં ગાડીનો રવ સંભળાયો-તેથી તે બારણા આગળ ઉભી રહી. અંદરથી પ્રધુમ્ન એકલો ઉતર્યો. ને શીશુડી વગાડતો ઘરમાં ન્હઠી રંગભવનમાં આવી પહોંચ્યો. કપિંજલા હસતે મ્હોડે સ્હામી તેડવા ગઇ. પ્રધુમ્ન સ્હેજ ક્રોધથી બોલ્યો:—"કપિંજલા! અત્યાર સુધી તું સુતી નથી? આમ ઉજાગરા શા માટે કરે છે!"

કપિંજલા—"વ્હાલા! આજ આપનાં દર્શન વિના મને ચેન નોતું પડતું. આપની કૃપા વિના ભુખ અને નિદ્રા સર્વ ચાલ્યાં ગયાં છે. વ્હાલા! વ્હાલા! એવો મેં શો અપરાધ કર્યો છે કે આપનાં દર્શન આમ વિરલ થઇ ગયાં છે?"

પ્રધુમ્ન-જો! કપિંજલા! એમ રાત્ય દિવસ અમે તારી પાસે બેસી રહીએ તે ન બને! તું તારી મેળે ખા, પી, વાંચ, ગાડીમાં બેસી ફરવા જા! આમ નકામી દુઃખી ન થા!

કપિંજલા—વ્હાલા! તમારા વિના મને કાંઇ પણ ગમતું નથી. વ્હાલા! મારો પ્રેમ જુદી જાતનો છે. અને મારૂં હૃદય કાંઇક જુદુંજ છે. અન્ય સ્ત્રીની માફક હું પતિના પૈસાની પ્રેમી

નથી. હું પતિ સુખનીજ ઇચ્છા રાખું છું. વ્હાલા, આપણે જો ગરીબ હત તો તમને મારી વધારે જરૂર પડત, ને તમે મારી પાસે વધારે રહેત."

પ્રદ્યુમ્નઃ—"જંપવા દઇશ બાપુ ! હું બ્હારથી થાકયો હાર્યો આવું છું, ત્યાં તું તારૂં ભાગવત ચલાવે છે, તે મનેજરાએ નથી ગમતું. પ્રેમની વાત પછી નીરાંત્યે કરીશું. હમણાં જરા આરામ લેવા દે."

કપિંજલા તરત શાંત થઇ ગઇ. પ્રદ્યુમ્ન બેઠો. પાણી પીધું, પાન ખાધું, અને પડખે પડેલા કોચ ઉપર આડો થયો, ને આડો થયો એવો ઉંઘી ગયો કપિંજલાને એક ઘણી વિશ્વાસુ દાસી પ્રબોધા નામની હતી. તે જાણુતી હતી કે કપિંજલાએ હજી ખાધું નથી. રસોઇ ગરમ તૈયાર હતી. પણ પ્રદ્યુમ્ન સુઇ ગયો. હવે શી રાતે થાય ? કપિંજલા કદી પણ ઉંઘતા પ્રદ્યુમ્નને ઉઠાડે નહીં ને પ્રદ્યુમ્ન જ્યાંસુધી કપિંજલાની સાથે જમવા બેસે નહીં ત્યાંસુધી કપિંજલા જમે નહીં. આમ ધર્મસંકટ આવી પડયું. એટલામાં કપિંજલા કાંઇક કામ સારૂ બ્હારના ખંડમાં ગઇ. એ તકનો લાભ લઈ પ્રબોધાએ પાસે પડેલી સોય પ્રદ્યુમ્નના હાથમાં ધીમેથી ખોશી. ઝડપ દેતો પ્રદ્યુમ્નની જાગૃત થયો. એટલે ધીરેથી પ્રબોધાએ કહ્યું "મહારાજ ! આપ આમ સાવ બેદરકાર થાઓ તે ઠીક નહીં. માતુઃશ્રીએ હજી કાંઇ પણ ખાધું નથી. આપની પૂજા કર્યા વગર એ જમતાં નથી એ આપ જાણો છો. છતાં આમ બેદરકાર રહો તે ઠીક નહીં. એ મૃદુ પુષ્પસમાન છે, ને આપના દિન પ્રતિદિન થતા આવા વર્તનથી એ

કરમાઈ જશે." આમ બોલે છે ત્યાં કપિંજલા આવી પહોચી. પ્રદ્યુમ્ન અત્યન્ત ખીજાઇ ગયો હતો તે એકદમ ક્રોધથી બોલી ઉઠયો:—"કપિંજલા! હું તને સાફ કહું છું કે તું આવા સખત નિયમ લઇ ભુખી મરીશ એનો જવાબદાર હું નથી. બસ! શા માટે તું આવા નકામા નિયમો લઇને જાતે દુ:ખી થાય છે ને મને દુ:ખી કરે છે?"

કપિંજલા—વ્હાલા! મેં ખાધું કે ન ખાધું એ જાણવાની આપને જરૂર નથી. મારા સ્વાર્થને માટે, મારા સુખને માટે નિયમ પાળું છું. **धारा नैव पतन्ति चातक मुखे मेघस्य किंदूषणम्**[1]। વ્હાલા! મારા ઉગ્ર નિયમ હું મારા હિતને માટે જ પાળું છું. હું આપને કદી પણ નથી કહેતી કે આપ મારે માટે શ્રમ લ્યો!"

કપિંજલાનું મુખ આમ બોલતાં બોલતાં રાતું થઈ ગયું હતું. રહવારની તે ભુખી હતી. અને તેમાં નિરાશાને ક્રોધથી તેને તમ્મર આવી ગયા. તે મૂર્ચ્છિત થઇ ગઇ. પ્રબોધાએ ચો. ગરદમ ધાંધલ મચાવી દીધું. દાકતરને બોલાવવાની ધમાલ કરવા માંડી. પણ પ્રદ્યુમ્ન ગભરાયો, તેણે કોઇને પણ ન બોલાવવા સખત હુકમ કર્યો. અને પ્રબોધાને ખુબ દમ દીધો. કે "ખબરદાર! કોઇને પણ વાત કહી છે તો!" પ્રબોધા શાંત રહી. અને બન્નેએ મળીને કપિંજલાને પર્યંક ઉપર સુવાડી, અને ગુલાબજળ છાંટયું. પણ જાગૃત થઈ નહીં. અતિશય થાકેલો હોવાથી પ્રદ્યુમ્ન ઉંઘી

---

૧ ચાતકના મુખમાં જળબિન્દુ પડતું નથી, એમાં મેઘનો શો દોષ?

ગયો. પ્રબોધા એકલી આખી રાત જાગી. મહાપ્રયાસે કપિંજલાને સ્હવારના પાંચ વાગે શુદ્ધિ આવી. પણ તે સમયે પ્રદ્યુમ્ન પણ જાગ્યો, કાંઇક હૃદયમાં દયા આવી. અને કપિંજલાને આશ્વાસન દીધું. એને ઘણી જ નબળાઇ થઇ ગઇ હતી. તુરત ડાક્ટરને બોલાવવામાં આવ્યો. અને દવા વિગેરે આપીને ડાક્ટર ગયો.

ધીમે ધીમે કપિંજલાને આરામ થયો, પણ આ દિવસથી તેના મનમાં ઘણીજ અસર થઈ. આટલા દિવસોમાં પણ પ્રદ્યુમ્ન પ્રથમ જેવો નો'તો રહ્યો. તે કપિંજલાની બીલકુલ દરકાર નો'તો કરતો. રાત દિવસ તે ભમ્યા કરતો. ભાગ્યે કપિંજલા પાસે કલાકેક બેસતો. તે સમયમાં પણ "વ્હાલી, આજ તો મને બહુ થાક લાગ્યો છે," "વ્હાલી, આજ તો મારા શરીરમાં ચુંથારો થાય છે." "વ્હાલી આજ તું મને ન સતાવીશ," એમ કહી ઉંઘી જતો. મૃદુ હૃદયની કપિંજલાના ઉગ્ર નિયમોની તે બીલકુલ દરકાર ન કરતો. તેમજ ધૂમ્રાક્ષ જેવા મિત્રોની ખોટી સલાહથી તે વખતો વખત કપિંજલાને નિરાશ કરતો. પરંતુ ઉપર લખેલા બનાવથી કપિંજલાની નિરાશાની પરિસીમા થઈ. તે જ્યારે સાજી થઇ ત્યારે તેના મનમાં એજ વિચારો આવવા લાગ્યા. "પ્રભુ! મહાત્મા ક્રાન્તિમાનના ચરણની મેં સતત સેવા કરી હોત તથા મીરાંબાઈની માફક મેં પ્રભુનેજ પતિ ગણ્યો હોત તો મને નિરાશા કદી પણ ઉત્પન્ન ન થાત. પણ બાહ્યદૃષ્ટિથી, બાહ્યાકૃતિથી મોહી પ્રદ્યુમ્નને મેં મારૂં સર્વસ્વ અર્પણ કરી, વગર વિચારે લગ્ન કર્યું તેમાં મોટી ભુલ કરી પણ થયું તે થયું. હવે તે મિથ્યા થનાર નથી! હું તને એ સંબંધી કાંઈ નથી કહેતી. તારી કૃપા છે તો હું આને આ પ્રદ્યુમ્નને ઠેકાણે લાવીશ; પણ પ્રભો! દીનબંધો! હું એક

દુર્બલ પાપીણી–નીચ-અધમ છું. મ્હને શક્તિ તથા દૃઢતા, આપનાર તું છે. અહો ! સરસ્વતી દેવી ! જ્યારથી મેં મારા પ્રદ્યુમ્નને જોયા છે, ત્યારથી તારી સેવા વિસારી દીધી છે. અને તારી કૃપાની પ્રસાદીની અવગણુના કરવાના અપરાધ માટેજ દેવિ ! તેં મને આ સજા કરી છે; માતુઃશ્રી ! પ્રિયમાં પ્રિય પતિ તરફથી અવગણુના થવી એ સ્ત્રીઓનું મોટામાં મોટું પાપ છે, મોટામાં મોટી સજા છે. દેવિ ! આજથી હું તારી સેવા કરી, મારા દેશની સેવા બજાવી, મારા પતિની પ્રીતિ સંપાદન કરીશ. અહા ! પ્રેમ ! પ્રેમ ! એકદેશીય પ્રેમ ! સર્વદા તું સર્વને નિ-રાશ કરે છે. મારા પતિના મિત્રોમાં એક વિશુદ્ધ મિત્ર પુંડરિક ભાઈજ છે. હું અને એ મળી સરસ્વતીની સેવા બજાવીશું. પ્રભો ! હું નિરાશાની પરિસીમાએ પહોંચી છું ! પ્રભો ! હું દીન છું, મારા રાંકની લાજ તું રાખજે.

વ્હાલા પ્રદ્યુમ્ન !

[1]"If you loved me, as I love you,"
How happy this little world would be;

---

૧ હું જેમ તને ચાહુંછું તેમ તું મને ચાહતો હત, તો આ નાની દુનીયા કેટલી સુખમયી બનત ! સૂર્યનો પ્રકાશ, પ્રાતઃકાળનો સમય આકાશ વૃક્ષ, પક્ષી, પુષ્પ, એ સઘળાં આપણા સંપૂર્ણ આનન્દરૂપ થાત. અને હું જેમ તને ચાહુંછું. તે પ્રમાણે તું મને ચ્હાતો હત તો જીવનના સુન્દર ગાયનમાં દુઃખ અથવા દિલગીરીનો સુર કદી નીકળી મઝા બગાડત નહીં.

The light of the day, the dancing hours,
The skies, the trees, the birds, and flowers,
Would all be part of perfect gladness
And never a note of pain or sadness
Would jar lifes beautiful melody
If you loved me, as I loved you.

× × × × × ×

If you did, romance and glory
Might spring from our lives' united story
And angels might be less happy than we
If I loved you, and you loved me!

પણ અરેરે પ્રભુ! મારા પ્રદ્યુમ્નના સંબંધમાં તો મારે એમજ કહેવું પડશે કેઃ—

---

જો તું મને ચ્હાતો હત,. તો આપણા જીવનની ઐક્ય વાર્તામાંથી સુન્દર વાતો લખાત અને કીર્તિ મળત અને દેવગણો આપણાથી ઓછા સુખી થાત.

આપણા અરસપરસ પ્રેમનું સુખ આપણા ભાગ્યમાં લખાયલું નથી. તું મારાથી ઘણો સુન્દર છે. તારૂં હૃદય ઘણું કઠિન છે. આપણા જીવનની નૌકા આપણે ઘરડા થઈશું ત્યાં સુધી તણાયે જશે અન્તે મૃત્યુ સમય આવી પહોંચશે, અને ડચકાં ખાતાં, આપણે ચાલ્યાં જઇશું. અને પાછલા દિવસનો વિચાર કરીશું તો તો જે બની શક્યું હત (જે પ્રેમ થઈ શકયો હત) તે કદી બનવાનું નથી. અને મેં તને ખોયો હશે ને તું મને ખોયો હઇશ.

"If you loved me, as I loved you"
Alas! 'tis s joy, we shall never see
You are too fair! you are too cold
We shall drift along till we both grow old
Till we reach the grave, and gasping, die
Looking back on the days that have passed us by
When what might have been, can no longer be
When I lost you, and you lost me!

(Marie Corelli.)

પ્રભો! પ્રભો! [1]**कर्तुं अकर्तुमन्यथा कर्तुत्वं समर्थः** તારી અકળ કળા, પ્રભુ, જાણવાને અમે સમર્થ નથી-" આમ વિચાર કરી શાન્ત પડી.

---

૧ હે પ્રભો! કરવાને, ન કરવાને, અથવા બીજી રીતે ગમે તેમ કરવાને તું સમર્થ છે.

# પ્રકરણ ૧૧ મું.

## કપિંજલા સ્ત્રી લેખક.

'विधेरज्ञानेन द्रविणविरहेणालसतया ।
विधेयाशक्यत्वात्तवचरणोर्योर्याच्युतिरभूत ।
तदेतत्क्षन्तव्यं जननिसकलोद्धारिणिशिवे ।
कुपुत्रोजायते क्वचिदपि कुमातानभवति ॥

ઉપરના વૃત્તાન્તને એક વર્ષ વીતી ગયું હતું. એ દરમીયાનમાં કપિંજલાએ બે સુન્દર પુસ્તક બ્હાર પાડ્યાં હતાં. એક મહાત્મા કાન્તિમાનને તથા બીજું મલ્લિકા દેવીને અર્પણ કર્યું હતું. પ્રથમ પુસ્તકમાં પોતાનો ઇંગ્લંડ, અમેરીકાદિ સ્થળોનો પ્રવાસ લખ્યો હતો. તે પુસ્તક સુન્દર ચિત્ર સહીત પ્રકટ કર્યું હતું અને તે રાજર્ષિને અર્પણ કર્યું હતું. બીજું પુસ્તક સ્ત્રી ધર્મ ઉપર લખી પોતાની માતા તુલ્ય મલ્લિકાદેવીને અર્પણ કર્યું હતું. આ બન્ને પુસ્તકો ઘણાંજ ઉત્કૃષ્ટ હતાં. આખા ગુજરાત, કાઠીઆવાડમાં કપિંજલાની સ્ત્રીલેખક તરીકે ખ્યાતિ થઈ. વિદ્વાન પુરૂષોનાં અભિનન્દન પત્ર આવવા માંડયા. કપિંજલા તેમને સવિનય

---

૧ અમારૂં શું કર્તવ્ય છે તેના અજ્ઞાનને લીધે પૈસાના અભાવે અને આળસથી, અને કર્તવ્યની અશક્તિથી, તારા ચરણની સેવામાં જે ભુલ થઇ, તે હે સઘળાને મોક્ષ આપનારી માતા કલ્યાણકારી દેવિ ! તું ક્ષમા કર્ય ! નઠારા છોકરાઓ થાયછે, પણ નઠારીમાતા કદાપિ થતી નથી,

ઉત્તર લખતી. પુસ્તક સ્ત્રીને હાથે લખાયલું છતાં સુન્દર હતું. તે જોઇ પુરૂષ લેખકો બળી જતા. પ્રદ્યુમ્નના ધુમ્રાક્ષાદિ મિત્રો તો એમજ કહેતા કે આ પુસ્તક પુણ્ડરીકે લખી આપ્યું છે. પ્રદ્યુમ્ન તો ઝાંખો પડી ગયો હતો. ન્યુસપેપરમાં—માસિકોમાં—કપિંજલાની ખ્યાતિ બહુ થઇ હતી. ઇંગ્લંડથી પ્રો. મોરેલીટીએ ધન્યવાદ આપ્યો હતો. અને એનો ઇંગ્લીશમાં તરજુમો કરી પોતે ઇંગ્લંડમાં વેહેંચવા કપિંજલાની સંમતિ મગાવી હતી.

આ દરમીયાનમાં પ્રદ્યુમ્ન તો કાંઇક અન્ય માર્ગમાંજ પડયો હતો. તે પોતાનો સમય ઘોડા ખેલાવવામાં, નાટક જોવામાં, ગોવાકરણીના નૃત્યવિલાસ જોવામાં, અથવા તો ધૂમ્રાક્ષ અને એની સ્ત્રી પુષ્પાવતી જોડે ગપ્પાં મારવામાં ગાળતો. કપિંજલાને એણે તદ્દન વીસારી દીધી હતી. પ્રદ્યુમ્ન કવચિત કપિંજલાને મળતો; પ્રબોધા જોડે કપિંજલા સરસ્વતીદેવીની સેવા શી રીતે કરવી તેજ વિચારમાં, વાતોમાં વખત ગાળતી. પ્રદ્યુમ્ન માટે તે ઝુરતી, રોતી, અકળાતી, પણ પોતાના મનની વાત પોતેજ જાણતી—એનું પરિણામ એ આવ્યું કે એને તાવ, અને ક્ષય લાગુ પડયો. જે સમય પ્રદ્યુમ્ન બ્હાર રહેતો તે સમયે તે વાંચતી, લખતી, અને પ્રભુની સ્તુતિ કરતી. તેની અંગત દાસી પ્રબોધા તેનું દુઃખ સ્હમજતી, પણ કપિંજલાએ એને સાફ કહેલું કે જો મારા વ્હાલા પ્રદ્યુમ્નનું વાંકુ તું કોઇને મ્હોએ બોલી તો હું તને રજા આપીશ આથી પ્રબોધા શાન્ત રહી હતી. તે કપિંજલાની સેવા કરતી, અને કપિંજલાને પુસ્તક લખવામાં મદદ રૂપ થઈ પડી હતી. નારાયણ શર્માને કપિંજલાની તબીયત સારી નથી રહેતી એવી મ-

તલખનો પત્ર પ્રબોધાએ લખ્યો હતો તેથી તેમણે થોડા દિવસ કપિંજલાને મંડલિકપુર બોલાવી હતી. હાલમાં કપિંજલાએ એક વાર્તા લખવા માંડી હતી, તેમાં "હાલની સ્ત્રીઓની અજ્ઞાનાવસ્થા, અને તેમના ઉપર કરતા પુરૂષોનો જુલમ" તે ઉદ્દેશીને હતી તે પુરી થયા બાદ તેણે મંડલિકપુર આવવા લખ્યું હતું. પણ તેનો અંદરનો આશય તેના પ્રિયતમ પતિનો સ્નેહ મેળવ્યા પછીજ મંડલિકપુર જવાનો હતો, કારણ પ્રદ્યુમ્ન ઉપર તેણીનો અત્યન્ત પ્રેમ હતો, અને તે પ્રેમનો બદલો જો કે પ્રદ્યુમ્ન કોઇ રીતે ન વાળતો છતાં તે સદા તેને ચ્હાતી; પોતાના પતિનું વાંકુ તે ચારે તરફથી સાંભળતી ત્યારે તે કંટાળતી, અને પતિનો બચાવ કરતી. એક દિવસ પુંડરિક પોતાની બ્હેનતુલ્ય કપિંજલાને તેણીની નવી લખાતી વાર્તા સંબંધે મળવા આવ્યો. આ વખતે પ્રદ્યુમ્ન હાજર નહતો, તેથી તેણે જવાની રજા માગી, પણ પ્રબોધા અને કપિંજલાના આગ્રહથી બેઠો. અને કપિંજલા જોડે વાતો ચલાવી. એ કપિંજલાને "તું" કહીને બોલાવતો; એણે કહ્યું:—" બ્હેન! તારા લેખથી પુરૂષ વર્ગ બહુ બળી ગયા છે. ને એ તારી ઇર્ષ્યા કરે છે?

કપિંજલા:—"ખરે ભાઇ એમ છે? હું તો એક ક્ષુદ્ર લેખકછું. પુરૂષોમાં તો કેવા વિદ્વાન્ લેખક પડયા છે, છતાં મારા ઉપર એ લોકને અદેખાઈ લાવવાનું કાંઇ કારણ?

પુંડરિક—બ્હેન! પુરૂષો એમજ ધારે છે કે સ્ત્રી તે શું લખી શકે? સ્ત્રીતો પશુ સમાન છે, અને પુરૂષના સુખ માટેજ છે. એક સારો બળદ કે ઘોડો હશે, તો તેનો ધણી જેમ દોડાવ્ય દોડાવ્ય

કરશે. અને ઘોડા તથા બળદના સુખ કરતાં પોતાના સુખને ઇચ્છશે, તેમ પુરૂષો સ્ત્રીઓને યોગ્ય રીતે સુખ આપવાને બદલે ઢોરની માફક ગણે છે!

કપિંજલા—ખરેખર! સ્ત્રીઓની અધમ દશા છે-ભાઇ, આપણા પ્રાચીન ભારત વર્ષમાં આમ ન હતું.

પુંડરિક—બ્હેન! મારા દાદાનો દાદો લક્ષાધિપતિ હતો, તેમાં મારે શું? તેમ ભૂતકાળમાં સ્ત્રીઓ વિદ્વાન હતી તેમાં હાલ શું? આ લેખ તારા છે એમ અમારા મિત્રમાંથીએ કેટલાક તો નથી માનતા.

કપિંજલા—ત્યારે એ કોના લખાયલા માને છે?

પુંડરિક—કેટલાક કહે છે કે એ પ્રધુમ્નભાઇના છે. કેટલાક કહે છે કે એ લેખ મહાત્મા કાન્તિમાનના છે ને ધૂમ્રાક્ષ કહે છે કે એ તો મારા છે.

કપિંજલા—ધૂમ્રાક્ષભાઈની આંખમાં ધૂમાડાને લીધે ઉંધું સમજાયું હશે, ભાઇ! આમ પુરૂષ વર્ગ ધારે એમાં એમની ભુલ્ય છે. સ્ત્રીઓ પણ લખી શકે છે. હું લન્ડનમાં હતી, તે વખતે એક સ્ત્રી લેખક મને મળી હતી. અને તે દિવસથીજ મારો નિશ્ચય હતો કે કંઇક લખીને મારા દેશની સ્ત્રીઓની દશા સુધારવી. ભાઇ! પાર્થીવ સુખના મોહમાં હું સરસ્વતી દેવીની સેવા ભુલી, પણ પછી મારા મનમાં એમ થયું કે તે માતા પોતાની બાળકીના અપરાધ ક્ષમા

કરશે તે દેવીની કૃપાથી હું બે પુસ્તક લખી શકી, અને ત્રીજું લખુંછું માતાજીની કૃપા હોય તો, ભાઈ! શું અશકય છે?

પુંડરિક—બ્હેન! મારા પ્રદ્યુમ્નભાઇનો પુસ્તક વિષે શો અભિપ્રાય છે?

કપિંજલા થોડીવાર મુંગી રહી નીચી નજર નાંખી દીધી. આંખમાંથી એક અશ્રુબિન્દુ પડયું. પણ તુરત સ્વસ્થ થઈ ગઇ ને સ્મિત કરીને બોલી:—"ભાઇ, તે તો મારા કરતાં તમે વિશેષ જાણો."—

પુંડરિક—બ્હેન! તે તો મને મળ્યા નથી પણ ધૂમ્રાક્ષ એમ કહેતો હતો કે જે પુસ્તક આખા ગુજરાતમાં ઘેરે ઘેર વંચાય છે, જે પુસ્તક લખવાનું તેને પોતાને માન મળે છે, તે પુસ્તકના પુઠાનો રંગ કેવો છે તે પણ પ્રદ્યુમ્ન જાણતા નથી!"

કપિંજલાની આંખમાંથી આંસુ પડવા માંડયાં. પુંડરિક બોલ્યો—"બ્હેન હું તારૂં અંતરનું દુઃખ જાણુંછું. પ્રદ્યુમ્ન ને તારા ગુણોની કિંમત નથી–એ એની બેદરકારીમાં તારો નાશ કરશે, સુન્દર વનનાઆનન્દી પક્ષીને બન્ધનમાં નાંખી, એ ક્રૂર પારાધી નક્કી નાશ કરવાનો છે. વળી,–

કપિંજલા—( પુષ્કળ રોતી ) ભાઈ! બસ કરો, મારા પ્રાણથી પણ પ્રિય પતિનું વાંકું કોઇને મો'એ બોલતાં સાંભળી મારૂં હ્રદય કપાઇ જાય છે. મારા પતિ મારા પ્રાણ છે. અને અમારા સુખમાં દુઃખ નાંખનાર, મારા પતિની નિન્દા કરનાર દુષ્ટ જનનું હું કદી મુખ ન જોતી–પણ, ભાઈ, તું કાંઇક ઉંચી

પંક્તિનો, વિદ્વાન્ યોગી છે. અને તારા ઉત્તમ ગુણોને હું જાણું છું તે ગુણોને જોતાંજ હું ક્ષમા કરૂંછું ભાઇ! હાલમાં થોડો સમય હું તારી સાથે વાત કરીશ નહીં. મારા પ્રિય પતિનું વાંકું બોલાયાથી મારા હૃદયમાં કારી ઘા થયો છે ભાઇ! હું અન્તરભવનમાં જાઉંછું ભાઈ, ક્ષમા કરજે. મારી પ્રતિજ્ઞા ઉગ્ર છે.

પુંડરિક સ્તબ્ધ થઈ ગયો! એ કપિંજલાનો પ્રેમ, અને તેની દૃઢતા જાણતો હતો. પણ આટલે દરજ્જે એનો પ્રેમ હશે એમ એનો ખ્યાલ નહતો. એ પોતાની ભુલ સમજ્યો. તુરત ઉભો થયો ને હાથ જોડી બોલ્યો.—"બ્હેન! વાતની ધુનમાં સરતચુકથી ન બોલવાનું બોલાઇ ગયું તે ક્ષમા કરજે. બ્હેન! હું અનેક સાધ્વી સ્ત્રીનાં વૃત્તાન્ત વાંચી ગયોછું, પણ તારા વર્તન આગળ તે બધાં રદ છે. બેન! તું મારી માતુશ્રી સમાન ગુરૂ છે. મારા કરેલા અપરાધની ક્ષમા કરજે. **कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति!**" તે આટલું બોલી ચાલી ગયો. કપિંજલા સ્તબ્ધજ બની ગઈ. અને ઘણીકવારે બોલીઃ—"સખિ પ્રબોધા! એ કેવો દિવ્ય મહાત્મા છે. મેં એવા સાધુજનનું હૃદય દુભાવ્યું. અરે પ્રભો! મારી શી દશા થશે. પ્રભો! પ્રભો! પુંડરિકનું કલ્યાણ કરજે, એનું સાધુ હૃદય દુભાવી હું કદી સુખી થવાની નથી."

---

છોકરાઓ નઠારા થાય છે પણ માતા તેમના તરફ કદી પણ નઠારી રીતે નથી વર્તતી.

# પ્રકરણ ૧૨ મું.

## પુષ્પાવતી.

"બ્હેનો અંતરથી આ રૂડા વિચાર ન વિસારશોરે રે લોલ."
રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ.

પુષ્પાવતી એ ધૂમ્રાક્ષની સ્ત્રી હતી. એને બે છોકરાં હયાત હતાં તથા બે એક મરણ પામ્યાં હતાં, એની મુખાકૃતિ સુન્દર હતી. રંગ ઘઉંવર્ણો હતો, એ રોકબંધ રહેતી. ધૂમ્રાક્ષ એક ગરીબ સ્થિતિનો માણસ હતો, અને પ્રદ્યુમ્ન સાથે રાતદિવસ રહેનારો હતો, બધા એમ ધારતા કે ધૂમ્રાક્ષ પ્રદ્યુમ્નનો ખાસ મિત્ર છે, પણ પ્રદ્યુમ્નના મનમાં એમ કાંઇ નહતું. ધૂમ્રાક્ષ નિશાચર વૃત્તિનો હતો. એની નજર કપિંજલા ઉપર બગડેલી હતી; શુદ્ધ હૃદયની કપિંજલા એની વૃત્તિ સ્હમજી ગઈ હતી, અને એના તરફ ઘણીજ કડક રહેતી. કપિંજલા પુંડરિક જોડે બહુ સારો પ્રરિચય રાખતી. એ બાબતનો ડસ ધૂમ્રાક્ષના મનમાં હતો. ધૂમ્રાક્ષ રાત દિવસ પ્રદ્યુમ્નને કપિંજલા વિરૂદ્ધ ભંભેરતો, અને ઇતરાજી કરાવનાર અગ્રેસર એજ હતો. પ્રદ્યુમ્ન જાતે ઘણોજ વિશુદ્ધ હતો, પણ લાલા લોક હતો. અને મિત્રોની ધમાલ આડે પરવારતો નહીં. કપિંજલાના નિયમને એ ઢોંગ ગણતો, અથવા તો ધૂમ્રાક્ષના કહ્યા પ્રમાણે એ સ્ત્રીચરિત્ર સ્હમજતો. "ભણેલી બાયડીઓ તો ઉડતાં પક્ષી પાડે એવી ચકોર હોય છે, પ્રદ્યુમ્ન રાણા, સ્હમજ્યા કે!" એવો દૃઢ મત ધૂમ્રાક્ષે ઠસાવી દીધો હતો. આથી જેમ જેમ કપિંજલા એનો

પ્રેમ મેળવવા પ્રયાસ કરતી ગઇ, તેમ તેમ પ્રદ્યુમ્ન આડો ચાલતો ગયો. છેવટે એટલે સુધી વાત આવી કે આરામનો વખત પ્રદ્યુમ્ન ધૂમ્રાક્ષને ઘેર ગાળતો. ધૂમ્રાક્ષની સ્ત્રી પુષ્પાવતી પ્રદ્યુમ્નની સારી બરદાશ રાખતી. પુષ્પાવતીએ જ્યારથી પ્રદ્યુમ્નને દીઠેલો ત્યારથી એની મનોહર મૂર્ત્તિ એના મનમાં રમી રહી હતી. હરેક પ્રકારે એ પ્રદ્યુમ્ન જોડે વાતો કરવા, પ્રદ્યુમ્નની ચિત્તવૃત્તિ પોતાના તરફ ખેંચવા મથતી. એ જ્યારે જ્યારે પ્રદ્યુમ્ન મળતો, ત્યારે ત્યારે એની પાસે બેસતી, વાતો કાઢતી. પ્રદ્યુમ્ન એની મનોવૃત્તિ સ્હમજી તો ગયેલો, પણ એ ઘણો દૃઢ હતો. એને એમ અભિમાન હતું કે હું દરેક સ્થળે ફરૂં, દરેક દુર્વ્યસનો થતાં હોય ત્યાં જાઉં, પણ લેપાઉં નહીં. આ અભિમાનથી એ પુષ્પાવતી જોડે ખુબ છુટથી વર્તતો. કપિંજલાનાં પુસ્તક પ્રગટ થયાં તેની વાતનો વિષય નિકળતાં એક દિવસ પુષ્પાવતી બોલી કેમ । પ્રદ્યુમ્નજી ! હવે તો તમારી પ્રિયતમાની કીર્તિનાં બણગાં દેશેદેશ ફુંકાયાં !

પ્રદ્યુમ્નઃ—" હા ! ભાભીજી ! એમાં તો તમારેને મારે ઘણો આનન્દ માનવાનો છે.

પુષ્પાવતી—પણ, મારા જીવના સમ પ્રદ્યુમ્નજી ! એ ચોપડી તમે વાંચી છે ?

પ્રદ્યુમ્ન ખડખડાટ હશી પડયો. ને બોલ્યો, " ભાભી, તમારા સગજો મેં એક અક્ષર વાંચ્યો હોય તો, કે એનું પૂઠું સરખું જોયું હોય તો ! આપણે તો એને સદરપરવાનગી આપી

દીધી છે કે તારે ફાવે તેટલા પૈસા ખરચ ને ફાવે તેમ પુસ્તક લખ. માત્ર મારાથી એની પાસે પોપટની માફક બંધાઈ નથી રહેવાતું. ભાભી, આપણે તો રહ્યા લાલ લોક, સાળું, ગને ફર્યા-વગર જંપ ન વળે.

પુષ્પાવતી—વ્હાલા દિયરજી ! તમે તો લાલાજ છો, હો ! ખરેખર સુન્દર કાન્તિ હોવી એ પણ ઈશ્વર બક્ષીસ છે. તમારા ભાઈ ( ધૂમ્રાક્ષ ) શરીરે તો કોયલા જેવા છે. ને વળી આંખો લાલચોળ રહે છે. એમને જરા આંખની દવા કરવાનું તો કહો.

પ્રદ્યુમ્નઃ—ભાભીજી ! મારા ભાઈ તો કાગડો દહીંતરૂં લઈ ગયાની માફક ખાટયા છે. પણ તમે તો લટ્ટુ બનાવી દીધા છે.

પુષ્પાવતી—પણ જો હું તમને પરણી હઉં તોકની તો તમને તો ઘડી પણ બહાર ફરવા ન જવા દઉં.

પ્રદ્યુમ્ન—ભાભી, કપિંજલા જેવી મને વશ નથી કરી શકી તો તમે શું કરવાનાં હતાં ?

પુષ્પાવતી આથી નિરાશ થઈ ગઈ, પોતાની ધારી ઉમેદ બર ન આવી. તે હારી. ફરીથી એણે દાવ રમવા માંડયો. તે બોલી—"હવે જોઈ તમારી કપિંજલા ! પીળી હળદર જેવા રંગની, ને ફીકીફક; એને પેલો વાંઢો પુડરિક મળ્યો છે, એટલે તમારી શી ગરજ ! તમે તો ભોળીઆ છો. તમને તો મારા જેવી કોઈ મળે તોજ પાંશરા ઉતારે, એ રાંડો ભણેલીઓ તો બહુ પક્કી હોય ! "

પ્રદ્યુમ્ન હશી પડયો: ને બોલ્યો “એ તમે ઘણી ઘણીઆણી મારી કપિંજલાને ગમે એટલી વખોડો, હું માનનાર નથી. પુંડરિક અને કપિંજલા ઘણાંજ વિશુદ્ધ છે. મારાં સુન્દર ભાભીજી! એમની પવિત્રતાનો શક મારા મનમાં છેજ નહીં.”

પુષ્પાવતી ચાટ પડી ગઇ. પુરૂષ અગર સ્ત્રી દૃઢ હોય તો પછી કોઇથી શું થવાનું હતું? જ્યારે પુષ્પાવતી પ્રદ્યુમ્નને ભોળવી ન શકી, ત્યારે એણે બીજો માર્ગ લીધો. એણે કપિંજલાને પ્રદ્યુમ્નની વિરૂદ્ધ ભંભેરવા મનમાં નિશ્ચય કર્યો.

તેણે ધીરે ધીરે કપિંજલા પાસે જવા માંડયું. અને તેણીને મીઠડી થવા લાગી. ‘બે’ન આમ થયું ને બે’ન તેમ થયું.” કહીને ચલાવવા માંડયું. પ્રબોધાએ બે એકવાર કપિંજલાને સૂચના આપી કે તમે એનાથી સાવધ રહેજો. પણ મુગ્ધ હૃદયની કપિંજલા પ્રબોધાની આ કાળજીને, અતિશયોક્તિ સહમજી. પુષ્પાવતીએ સંબધ વધારવા માંડયો. ધૂમ્રાક્ષ રોજ પુષ્પાવતીને કપિંજલા વિષે પુછે; ‘હે વ્હાલી! કહેતો તો ખરી કે કપિંજલા ગાય છે, ત્યારે કેવી દેખાય છે?”

પુષ્પાવતી—તે વળી કેવું દેખાવું હશે જે માણસ જેવું માણસ, એમાં વળી શીંગડાં ઉગતાં હશે કે?

ધૂમ્રાક્ષ—ના ના, એમ નહીં, પણ મારા મનમાં એમ કે ઇંગ્લીશ ભણેલાં, સુધરેલી બાયડીઓ તે કેવી હશે!

પુષ્પાવતી—એવું મન હોય તો પરણવીતીને કાંઇક ભણેલીને, એટલે ખબર પડત.

ધુમ્રાક્ષઃ—તું તો ગાંડીને ગાંડી રહી. લે જાતો પણ કીકા રૂવે છે."

હવે પુષ્પાવતી કપિંજલાને ખુશી ખુશી રાખવા માંડી. પ્રબોધા જાણતી કે નક્કી આના સંબંધનું પરિણામ વિપરીત આવશે, પણ કપિંજલા એને ગણગારતી નહીં. ધીમે ધીમે પુષ્પાવતી, પ્રબોધા, અને કપિંજલા ગાડીમાં દેવ દર્શન નિમિત્ત ફરવા જવા માંડયાં. પુષ્પાવતીએ ગાડીવાળાને સાધી રાખેલો, તે જે રસ્તે પ્રદ્યુમ્ન ગંમત કરતો હોય તે રસ્તે થઇને ગાડી હાંકે; પ્રદ્યુમ્ન કોઇકવાર મિત્રો સાથે બજારમાં અથડાતો હોય તો કોઈ સમયે હોડીમાં બેસી ગોવાકરણી કન્યાઓ જોડે ફરતો દેખાય, તો કોઇકવાર નાટકશાળા આગળ ટીકેટ લેતો દેખાય, કે કોઇવાર ઘોડા દોડાવતો દેખાય. અને પુષ્પાવતી ખાસ કરીને કપિંજલાને તે બતાવે. આથી કપિંજલાની નિરાશા વધવા લાગી. જો કે બાહ્ય દૃષ્ટિમાં એ નોતી બતાવતી, પણ પુષ્પાવતી રૂપી કુસંગને લીધે એને પ્રદ્યુમ્ન શું કરે છે તે જાણવાની જીજ્ઞાસા થઈ; પુષ્પાવતી ચપલ હોવાથી એની મનોવૃત્તિ સહમજી ગઈ. અને પ્રદ્યુમ્નની અનેક ભુલો–દેખીતી ભુલો–નજરે બતાવવા માંડી.

પ્રદ્યુમ્ન જાતે ઘણોજ વિશુદ્ધ હતો. પણ એના મિત્રો તેવા નહતા. એ જાતે જો કે કોઈ વાતે વ્યસની કે લંપટ નહતો, છતાં એ કોઈ કોઇવાર એમની જોડે સેલ કરવા જતો. છતાં

પોતે દઢ હતો અલ્કે એને એ વાતનું અભિમાન હતું. હવે હમેશાં ધૂમ્રાક્ષને રહડાવી પુષ્પાવતી પ્રધુમ્નને ધારેલી જગાએ રખડતો રાખતી, અને તેજ સ્થળે કપિંજલાની ગાડી જઇ પહોચતી—આમ દગલબાજીથી કપિંજલાના હૃદયમાં કારી ઘા થવા માંડયો.

એવામાં દૈવવશાત્ કલકત્તેથી ખબર આવ્યા કે બાપુ કાલિચરણ અને શ્યામલતા વિશૂચિકાથી કલાક કલાકને અંતરે મરણ પામ્યાં. આ કારી ઘાથી પ્રધુમ્નની આંખ ઉઘડી. મુનીમો તો આવી તકની રાહ જોઇનેજ બેઠા હતા, તે ધડાધડ હિસાબમાં ગોટા કરવા માંડયા. આ વખતે પુંડરિકે ઘણી મદદ કરી. એમ કરતાં દિવાલીનો સમય આવ્યો, ને પ્રધુમ્નની પેઢી તુટવાનો વખત આવ્યો. આ ખબર પુંડરીકે પ્રબોધા મારફત કપિંજલાને કહેવડાવ્યા. તુરત પતિ સુખને ઇચ્છનારી સતીએ પોતાના લાખ રૂપીઆના અલંકાર કહાડી, થાળમાં મુકી, પતિ પાસે ગઇ, ને બોલી "વ્હાલા! વિપત્તિના સમયમાં આ અલંકાર તમને કામ નહીં આવે તો કોને આવશે?" પ્રધુમ્ન ઘણોજ પ્રસન્ન થયો. અને કપિંજલાને ખરા ભાવથી ચુંબન કર્યું. કપિંજલા સ્નેહના એક ચુંબન માત્રથી પોતાના પતિના સઘળા અપરાધ ભુલી ગઈ. અને આનન્દની પરિસીમાએ પહોચી. પ્રધુમ્નની દુકાન ઉભી રહી, લાજ રહી, વ્યાપાર ધમધોકાર ચાલવા માંડયો. પુષ્પાવતીએ કપિંજલાનું સખીપણું જાળવી રાખ્યું. કપિંજલાના શરીરમાં જીર્ણજ્વરે ઘર કર્યું હતું. તે નબળી પડયે જવા માંડી. ધીમે ધીમે પ્રધુમ્ને પોતાની ગંમતો જારી રાખી, અને કપિંજલાને ભુલી ગયો. પ્રેમહીન હૃદય ગમે તેટલા કરેલા ઉપકાર ભુલી જાય છે.

---

# પ્રકરણ ૧૩ મું.

## ગરબો.

" ગરબે રમવાને ગોરી સાંચર્યારે લોલ. "

Whate'er the Motive, pleasure is the mark,
For her the black assasin draws his sword;
For her dark statesmen trim their midnight lamp;
For her the saint abstains; the miser straves;
The Stoic proud, for pleasure, pleasure scorns;
For her affliction's daughters grief indulge,
And find, or hope a luxury in tears;
For her, guilt, shame, toil, danger we defy.

Dr. E. Young.

---

૧ જીવનનો ગમે તે હેતુ હોય, પણ આનન્દ એજ આપણી મહાકાંક્ષા છે આનન્દ માટેજ ક્રૂર ખુની પોતાની તલવાર ખેંચે છે. એને માટેજ મેલા હૃદયના રાજ્યદ્વારી પુરૂષો મધ્યરાત્રી સુધી દીવે બેસી કામ કરે છે. એને માટે સાધુજનો દુનિયાનો પરિત્યાગ કરે છે. અને આનન્દ પ્રાપ્ત કરવાજ કંજુસ માણુસ ભુખે મરે છે. અભિમાની "સ્ટોઇક" આનન્દને માટેજ આનંદને ધિઃકારે છે. એને માટેજ દુઃખીજનની પુત્રીઓ દિલગીર થાય છે. અને સુખ વૈભવની આશા મહા પરાકાષ્ઠાએ રાખે છે. આનન્દને માટે જ ગુન્હો, શરમ અને મહેનતને મનુષ્યો ગણુગારતા નથી.

બાબુ કાલિચરણના કૈલાસવાસને બે વર્ષ વીતી ગયાં. પ્રદ્યુમ્નને મળેલી કપિંજલાની સ્હાયથી, તથા પુણ્ડરીકની મદદથી વ્યાપારમાં અધિક લાભ મળ્યે જતો. જો કે કપિંજલાને એના પિતા તરફથી તથા મલ્લિકાદેવી તરફથી આ બે વર્ષમાં ઘણા કિંમતી આભૂષણ મળ્યાં હતાં. પણ ખરા પતિના સુખવગર એ મંગળસૂત્ર શિવાય બીજો એક પણ અલંકાર ધારણ કરતી નહતી. રાતદિવસ એ પુસ્તકો વાંચતી, લખતી, સારાં પુસ્તકો ઉપર ચર્ચા ચલાવતી. માસિકોમાં એ જુદી જુદી સહીથી લેખ મોકલતી. તે ખાસ સહી "પરિત્યક્તા" કરતી. એ સહીથી એ પુરૂષોની ક્રૂરતા ઉપર એવી સખત ટીકા કરતી, કે "પરિત્યક્તા" ના નામથી પુરૂષવર્ગ કંપાતા. પુંડરિક જોડે એ એક વર્ષ સુધી ન બોલી. પણ પછી એણે ધીમે ધીમે બોલવાનું શરૂ કર્યું. કારણ પુંડરિક વગર એને વિદ્યાવિલાસી બીજો કોઈ મિત્ર નહતો. પુંડરિકને આ મળેલા લાભથી બહુજ આનન્દ થયો હતો. કારણ કપિંજલાને એ પોતાની અધિષ્ઠાતા દેવી ગણતો, પોતાનું જીવન કપિંજલામયજ સ્હમજતો. એણે પૂજામાં પણ કપિંજલાનીજ છબી રાખી હતી. કપિંજલાની નામના દેશે દેશ થઈ હતી. એની છબી માટે દેશાન્તરથી હાલમાં માંગણી થવા લાગી; કપિંજલાએ પોતાની છબી આપવા સારૂ ના પાડી. પણ પોતાના પતિની છબી એ લોકોને મોકલી આપી આથી કપિંજલાના પતિ તરીકે પ્રદ્યુમ્ન એક મહાન્ વિદ્વાન્ ગણાવા લાગ્યો.

આ પ્રમાણે કપિંજલા પોતાના પતિને ઉન્નત બનાવવા પ્રયાસ કરતી, ત્યારે પ્રદ્યુમ્ન એના તરફ બીલકુલ લક્ષજ આપતો નહિ.

કપિંજલાની મળતી ખ્યાતિ જોઈ, એ બળી જતો. ધૂમ્રાક્ષ અગ્નિમાં ઘીની માફક એની ઇર્ષ્યા પ્રજ્વલિત કરતો. પુષ્પાવતી પ્રધુમ્ન માટે તલસી રહી હતી. એના મનમાં પ્રદ્યુમ્નજ રમી રહ્યો હતો. હરેક પ્રકારે તે તેને પોતાના મોહપાશમાં લેવા મથતી. અને તેટલા માટેજ તે કપિંજલાની પ્રિય સખી થઇને રહી હતી. કપિંજલાને ક્ષયનો જીર્ણજ્વર ઘર કરીને રહ્યો હતો. એની કાંતિ ફીકી પડી હતી. આંખો ખાડામાં ઉતરી ગઈ હતી. શક્તિ બિલકુલ નહતી. સ્હાંજ સ્હવાર તે દાક્તરની સલાહ પ્રમાણે હવા ખાવા જતી, તે વખત પ્રબોધા અગર પુષ્પાવતી સાથે રહેતાં. આ પ્રમાણે કાળ ક્રમ ચાલ્યે જતો.

નવરાત્રીના રમ્ય દિવસ આવી પહોચ્યા. આ દિવસો મનુષ્યને ઘણાજ પ્રિય લાગે છે. લગભગ ચાર માસ સુધી પડેલા વર્ષાદથી કંટાળેલા લોક સ્વચ્છ અને ઠંડી હવાથી ખુશી થાય છે. ચોમાસામાં વાદળાંને લીધે દિવસે પણ સૂર્યનો પ્રકાશ બહુ ઓછો પડે છે. અને વર્ષાદથી થતા કીચડને લીધે ન છુટકેજ બહાર નીકળે છે. તેમાં રાત્રિએ તો ભાગ્યેજ બહાર નીકળે છે. ચાર માસ આ પ્રમાણે કંટાળેલા મનુષ્યો આશ્વિન માસના શુકલપક્ષને ઘણાજ પ્રેમથી વધાવી લેછે. આ દિવસોમાં જેમ જેમ ચંદ્ર ખીલતો જાય છે, તેમ તેમ રાત્રીએ મનુષ્યનાં ટોળાં ભમ્યા કરે છે. અને ગરબાઓ જોવાને નિમિત્તે આમથી તેમ અથડાય છે. કેટલાંક નાનાં અટકચાળાં છોકરાં લોકોના ઘર આગળ મુકેલાં કોડીઆં પાડી નાંખી આનંદ માને છે. અને "રાજ્યકોઠા" આદિ નિર્દોષ રમતોથી, ને દોડાદોડ કરી પોતાના આનંદની પરિસીમાએ પહોચે

છે. બધા કરતાં આ દિવસ પ્રદ્યુમ્ન તથા ધૂમ્રાક્ષને બહુ ગમતા. આશ્વિન સુદ પાંચમથી તે ધૂમ્રાક્ષ જોડે રાતે રખડવા નીકળે. તે પુનેમ સુધી આખી રાત રખડે. એવો એનો સામાન્ય નિયમ હતો. આ ફેરી ધૂમ્રાક્ષે પોતાને ત્યાં ગરબો કહાડયો હતો. અને તેમાં પુષ્પાવતી અગ્રેસર હતી. મહામહેનતે કપિંજલાએ ભાગ લેવા હા કહી હતી. પુષ્પાવતીએ કપિંજલાને સ્હમજાવ્યું હતું કે એ બ્હાને તને પ્રદ્યુમ્નની સાથે રહેવાનો વખત મળશે. ધૂમ્રાક્ષના મનમાં પણ એમ આનન્દ થયો, કે વારૂ એ બ્હાને પોતે કપિં-જલાનું ગીત સાંભળશે. આમ હરેક રીતે અનુકુળતા હોવાથી ધૂમ્રાક્ષને ત્યાં ધામધુમથી ગરબો ચાલવા માંડયો. શેઠીઆ લોકોની સ્ત્રીઓ અને પુત્રીઓ, ઘરેણાં ગાંઠાં પહેરી, જેમ જેનાથી બન્યું તેટલું સુન્દર દેખાવવા યત્ન કરી, આવવા માંડી. ત્યારે કેટલીક બીચારી કુદરતે કાળી બનાવેલી સ્ત્રીઓ, ઘણાંજ ભભકાદાર લુગડાં પહેરીને તથા વાંકી સેંથીઓ પાડી આવવા માંડી. જેમ જેમ શુકલપક્ષનો ચંદ્ર ખીલતો ગયો, તેમ તેમ ગરબો ખીલવા માંડયો. એમ કરતાં ચતુર્દશીની રાત્રી આવી પહોંચી. સુન્દર ચંદ્રિકામાં, હર્ગોનીયમ અને તાઉસના મિશ્રિતસ્વર સાથે સુન્દર યુવતીઓનું ગાયન સાંભળી ધૂમ્રાક્ષ આજ મદોન્મત્ત બની ગયો હતો. એણે આજ પોતાના મિત્રમંડળ માટે ભાંગ વાટી હતી. અને પોતે ભાંગ પીને લટુ બન્યો હતો. દરેક ગાયન પુરૂં થતાં, વાહ વાહ વાહ વાહ" કહી કુદતો. એમ કરતાં મધ્ય રાત્રીએ સગાંસંબંધીને રજા આપવામાં આવી હતી. માત્ર ખાસ મંડળ રહ્યું હતું. કપિં-

જલા પોતાની તબીયત બિમાર હોવાથી માત્ર ગરબા જોતીજ, અંદર ભાગ ન લઈ સકતી. પુષ્પાવતી તો આનન્દની પરિસીમાએ હતી. પ્રબોધા પણ પ્રફુલ્લ વદનથી રમતી. ધૂમ્રાક્ષભાઈ ભાંગના જોરમાં બોલી ઉઠયા. " કેમ કપિંજલા! આપણે સાહેબ લોકની માફક "ડાન્સ" કરીશું. કે? તમે તો વિલાયતમાં ઘણા જોયા હશે. તમે મારી જોડે નૃત્ય[1] કરોને પુષ્પાવતી પ્રદ્યુમ્ન સાથે નૃત્ય કરે." પુષ્પાવતી તૈયાર થઈ ગઈ; ને બોલી "ઘણી ખુશીથી; પ્રદ્યુમ્નજી, તૈયાર થઈ જાઓ. કેમ બેન કપિંજલા, તું પણ તૈયાર થઈ જા." કપિંજલા ધીમેથી બોલી "બેન, તુંતો ગરબાના હરખમાં ભાન ભુલી છે. તેથી તારી શુદ્ધિ ઠેકાણે નથી. તેમજ ધૂમ્રાક્ષભાઈને પણ ભાંગ ખુબ ચ્હડી લાગે છે. માટે હુંતો એમજ સલાહ આપું છું કે ગરબો બંધ કરવો." આવા ઠંડા ઉત્તરથી ધૂમ્રાક્ષ અને પુષ્પાવતી ઝાંખાં પડી ગયાં. આડી તેડી વાતો થઈ બધાં નોખાં પડયાં. કપિંજલા અને પ્રદ્યુમ્ન સાથે ગાડીમાં બેઠાં. કપિંજલાએ કહ્યું "વ્હાલા, તમને ખોટું ન લાગે તો કહું, મને ધૂમ્રાક્ષની દાનત શુદ્ધ નથી લાગતી, તેમજ પુષ્પાવતી પણ કપટી જણાય છે. માટે કાલ છેલ્લો ગરબો છે, ત્યાં નહીં આવું." પ્રદ્યુમ્ન હસ્યો, "કપિંજલા! તુંતો ગાંડીજ રહી; ભેંશના શીંગડાં ભેંશને ભારે, તેમાં આપણે શું? આપણે વિશુદ્ધ હઈએ તો પછી બીજાં શું કરી શકનાર છે?"

કપિંજલા—એ ખરૂં, પણ મને તો પાપ નામે કંટાળો છે. આપ દૃઢ યોગી જેવા હશો, પણ મારી સલ્લાહ તો એમજ છે

---

૧ નૃત્ય.

કે આવા મેળાવડા વિશુદ્ધ દંપતીને યોગ્ય નથી. છેવટે ચક્ષુ દોષ પણ થાય છે.

પ્રદ્યુમ્નઃ—કપિંજલા, કાલ છેલ્લો ગરબો છે ને તારે આવવું પડશે. કાલ પુંડરિકને પણ બોલાવવો છે. અને ગરબાની સમાપ્તિમાં આપણા ખાસ મંડળમાં સ્ત્રી અને પુરૂષ સાથે ગરબા ગાઇશું.

કપિંજલા—જેવી આપની આજ્ઞા.

આટલી વાત થયા બાદ દંપતી બીજો એક અક્ષર નો'તાં બોલ્યાં. કારણ રાત્રીના ત્રણ વાગ્યા હતા. તેથી ઘેર જતાંની સાથ બન્ને ઉંઘી ગયાં. પૂર્ણિમાને દિવસે સ્હવારના આઠ વાગે કપિંજલા ઉઠી. નાહી, ધોઈ પરવારી ત્યાં પ્રદ્યમ્ન ઉઠયો. એનો હરખ માતો નહોતો. કયારે રાત પડે અને ગંમત ઉડાવીએ, એજ વિચાર હતો. ધૂમ્રાક્ષે પણ છેલ્લો દિવસ હોવાથી ખુબ ધામધુમ કરી હતી. આખો દિવસ ગરબાની તૈયારીમાં ગાળ્યો. રાત્રી પડી ને નવ વાગ્યા કે તુરત પ્રદ્યુમ્ન અને કપિંજલા સાથેજ ગાડીમાં બેસી ધૂમ્રાક્ષને ત્યાં ગયાં. પુષ્પાવતીએ પુષ્પ અને મોતીના શણગાર ધારણ કર્યા હતા. તેમ પાસે દસેક જાતનાં અત્તર રાખ્યાં હતાં. એ જો કે કપિંજલા જેવી સુન્દર નહતી. પણ સુન્દર અલંકારથી ઘણીજ મનોહર જણાતી. પ્રદ્યુમ્નને જોઇને એ ઘણીજ ખુશી થઈ. બન્નેને સ્નેહથી વધાવી લીધાં. ગરબામાં તમામ શેહેરની પ્રતિષ્ઠિત સ્ત્રીઓને નોતરી હતી. તથા જર્મનસીલવરના લોટાની લ્હાણી હતી. પ્રદ્યુમ્ન તરફથી રૂપાના પ્યાલાની લ્હાણી હતી. આથી ખીચોખીચ સ્ત્રી સમૂહ એકઠો થયો હતો. ગરબામાં સ્ત્રીઓનું આવવું લ્હાણી

ઉપર આધાર રાખે છે. તદનુસાર આજ ધૂમ્રાક્ષના ગરબામાં ઘણીક સ્ત્રીઓ આવી હતી. બધાં લ્હાણું વિગેરે રાતના બાર વાગે ઉકલી ગયાં હવે માત્ર પ્રદ્યુમ્ન તથા ધૂમ્રાક્ષના ખાસ મિત્ર હતા, અને તેમની પત્નીઓ હતી. ચંદ્ર પૂર્ણ કલાથી ખીલ્યો હતો. આકાશમાં એક બપૈયો સુન્દર ગાયન કવચિત કરતો સંભળાતો. મિંત્રમંડળને માટે મીજબાનીની તૈયારીમાં ધૂમ્રાક્ષ રોકાયો હતો. આ વખતે પ્રદ્યુમ્ન એક પાછળના ખંડમાં બારીએથી રાત્રીની ખુબી શાંતિથી નિહાળતો હતો. ત્યાં ધીરે ધીરે આવતું કોઇક સંભળાયું. અને પાછળ જુએ તો પુષ્પાવતી ઉભેલી! તે થરથર ધ્રુજતી હતી. રોમ રોમ કામે તેના શરીરમાં પ્રવેશ કર્યો હતો. તેનાથી બોલાયા વિના ન રહેવાયું:–"વ્હાલા પ્રદ્યુમ્ન! × × × ×

પ્રદ્યુમ્ન સ્તબ્ધ થઇ ગયો, સુન્દર પવનની લહેરે એના મગજને ભમાવી દીધું. મહાન્, દૃઢ, અને અભીમાની પ્રદ્યુમ્ન સ્હેજ લોભાયો. એણે જરા વિકારથી પુષ્પાવતી સ્હામું જોયું અને ભ્રષ્ટ થવાની અણી ઉપર હતો ત્યાં દ્વાર ઉઘડ્યું, એક તરફથી કપિંજલા આવી, અને બીજી તરફથી ધૂમ્રાક્ષ આવ્યો. પ્રદ્યુમ્ન થર થર ધ્રુજવા મંડ્યો, પુષ્પાવતી ઝાંખી પડી ગઇ. પણ એ કશાને ન ગણકારતાં ધૂમ્રાક્ષ કપિંજલા તરફ દોડ્યો ને જોશમાં બોલ્યો. "ત્યારે કપિંજલા, તમે મારી પાસે આવો, તમે શો વાંક કર્યો છે?" એમ બોલી જેવો હાથ પકડવા જાય છે, ત્યાં પુંડરિક આવી પહોચ્યો. પુંડરિકને દેખતાંજ કપિંજલા પૃથ્વીપર પડી અને બેભાન થઈ ગઈ.

---

# પ્રકરણ ૧૪ મું.

## મંદવાડ.

[1]आयुर्नश्यति पश्यतां, प्रतिदिनं यातिक्षयं यौवनम् ।
प्रत्यायान्तिगताः पुनर्नदिवसाः कालोजगद्भक्षकः
लक्ष्मीस्तोयतरंगभंगचपला विद्युच्चलंजीवनम् ॥

ઉપર લખેલો બનાવ એટલા થોડા સમયમાં બની ગયો, કે કોઇને કાંઇ વિચાર કરવાનો પણ વખત ન મળ્યો. તુરત મૂર્ચ્છા પામેલી કપિંજલા તરફ સૌ કોઇનું લક્ષ દોરાયું. પ્રદ્યુમ્ન તથા પુંડરિક ઉપાડી બીછાના ઉપર સુવાડી. રંગમાં ભંગ થયો. ખાવાનું ખાવાનાને ઠેકાણે રહ્યું. ગરબો ગરબાને ઠેકાણે રહ્યો. તુરત ધૂમ્રાક્ષ ડૉક્ટરને બોલાવવા દોડયો. કપિંજલા માટે બરફ મંગાવ્યો. ગરબાના ઉત્સવમાં ભંગ પડયો. મિત્રમંડળ પોતાની પત્નીસહ ધીમે ધીમે વિદાય થઇ ગયું. માત્ર પ્રદ્યુમ્ન, પુષ્પાવતી, પ્રબોધા અને પુંડરિક હાજર હતા. કપિંજલા શબવત્ પડી હતી. પુંડરિક બોલ્યો:–"પ્રદ્યુમ્નભાઇ મને તો લાગે છે કે કપિંજલા નહી બચે."

---

૧ જોત જોતામાં આવરદા હમેશાં નાશ પામે છે. અને યુવાવસ્થા પણ નાશ પામતી જાય છે. ગયેલા દિવસ પાછા નથી આવતા. કાળ જગતને ખાનારો છે. લક્ષ્મી પાણીના વમળ જેવી અસ્થિર છે. અને જીવન વિજળી જેવું ચંચળ છે.

પ્રદ્યુમ્નઃ—" ના ના, પુંડરિક, આમ એકદમ તો એ નહિં ગુજરી જાય. અરે રામ રામ! બિચારી મૃદુ હૃદયની મુગ્ધા આમ ચાલી જાય, એમ તો પ્રભુ કદિ નહિ કરે.

પ્રદ્યુમ્ન ખરેખર ગભરાયો હતો એને વ્હેમ પડયો કે કપિં-જલા મરી જશે. પોતે આટલાં આટલાં વરસ બે દરકાર રહ્યો, તેની સાન એક ક્ષણમાં વળી હાલ તુરત વિચાર કરવાનો નહતો. ધૂમ્રાક્ષ ડૉકટરને બોલાવી લાવ્યો. ડૉકટરે તેણીને તપાસીને કહ્યું કે " અડતાળીસ કલાકમાં એને શુદ્ધિ આવવી જોઇએ. જો નહીં આવે તો બચવાની આશા ન રાખશો. જ્યાં સુધી શુદ્ધિમાં આવે ત્યાં સુધી બરફ ઘસ્યા કરો. સ્હવારમાં હું તબીયત જોવા આવીશ. હૃદય ઉપર એકરમ "શૉક" લાગવાથી એની આ દશા થઇ લાગે છે. અને એણીનું "હાર્ટ" નરમ હોવાથી, ને તબીયત નાદુરસ્ત હોવાથી આમ બેભાન થઈ ગઈ છે. આ પ્રમાણે કહી, બુટ ચ-મચમ કરતો ડૉકટર તો ચાલ્યો ગયો. આ વખત રાત્રિના ત્રણ વાગ્યા હતા. ચંદ્રે પોતાની સોળે કલા ખીલાવી પૃથ્વી ઉપર રૂ-પેરી ચાદર પાથરી દીધી હતી. દૂરથી સંગીતના સ્વર સંભળાયે જતા હતા. પણ એમાં કશામાં ત્યાં રહેલા મંડળનું લક્ષ નોતું જતું. દરેકની નજર કપિંજલા ઉપર હતી. પુંડરિક અને પ્રબોધા બરફ ઘસ્યે જતાં હતાં. પ્રદ્યુમ્ન નિરાશ થઈ ને કોચ ઉપર આડો થયો હતો ધૂમ્રાક્ષ અને પુષ્પાવતી બોશીઆળા જેવાં ઉંધું ઘાલી બેસી રહ્યાં હતાં. સર્વ શાંત હતું. માત્ર પ્રબોધાની આંખમાંથી ડળક ડળક આંસું ચાલ્યાં જતાં હતાં. આ પ્રમાણે શરદ્પુનમની રાત્રી ધૂમ્રાક્ષના ઘરમાં પસાર થઈ. સ્હવારે પાછો એને એ ડૉકટર

આવ્યો કપિંજલા હજી બેભાન જ હતી. પ્રદ્યુમ્નની ઇચ્છાથી કપિંજલાને મીયાનામાં નાંખી, પુંડરીક તથા પ્રબોધાની સાથે પોતાના બંગલામાં લાવવામાં આવી ને ખાસ એક હૉલ ઉઘડાવી, ત્યાં સુવાડી. સારવાર કરવાને ધૂમ્રાક્ષ તથા પુષ્પાવતી પણ આવ્યાં. પણ પુંડરિકની સલાહથી એમને કપિંજલાથી દૂર રાખવામાં આવતાં. પ્રદ્યુમ્નને મિત્ર શિવાય કોઇ સગું નહતું. તેથી મિત્રોએજ આ વખતે મદદ કરી. પુંડરિક કપિંજલાની પાસેજ રહેતો. મંડલિકપુરથી નારાયણ શર્માને તાર કરી તેડાવ્યો. બીજો દિવસ એમને એમ ચાલ્યો ગયો, પણ કપિંજલાને બીલકુલ શુદ્ધિ ન આવી. શ્વાસોશ્વાસ ચાલતો હતો. આ સમયમાં પ્રદ્યુમ્નને બહુ પશ્ચાત્તાપ થવા લાગ્યો. પોતાનું હૃદય પુંડરિક આગળ એણે ખોલ્યું; તે પુષ્કળ રોયો. કપિંજલાનો પ્રેમ, કપિંજલાની મૃદુતા, એને બહુ સાંભરી. જેમ જેમ શબવત્ પડેલી કપિંજલા તરફ એની નજર પડતી, તેમ તેમ તે પુષ્કળ રોયા કરતો. પુંડરિક આશ્વાસન દેતો. પ્રદ્યુમ્ન બોલ્યો—"ભાઈ, આ સમય આવશે એમ નો'તો ધારતો. મારી વ્હાલી કપિંજલા, તારી આ દશા થશે એમ નો'તો ધારતો." પ્રબોધા એને શાન્ત કરતી. અને બોલતી સાહેબ, મારાં માતુઃશ્રી કપિંજલા આપના હૃદયમાંથી નીકળતા આવા ઉદ્દગાર સાંભળે તો ગાંડાં ઘેલાં થઇ જાય. પણ હવે તો બાજી પ્રભુના હાથમાં છે." આમ બોલી તે રોઇ પડી. પુંડરિક બોલ્યો "પ્રદ્યુમ્નભાઇ, કપિંજલા હજી જીવે છે. એને બચાવવાને પ્રયાસ કરો. આમ કાયર ન બનો." આ ઉપરથી પાંચ પ્રતિષ્ઠિત ડૉકટરની કમીટી બોલાવી. અને એ સઘળાંએ મળી પ્રથમ જેવો જ અભિપ્રાય આપ્યો. વખત બહુ જ ધીમે ચાલતો. જ્યારે પોતાનું પ્રિયજન, મૃત્યુ અને

જીવન વચ્ચે ઝોલાં ખાતું સુતું હોય છે, ત્યારે વખત ધીમે ધીમે ચાલે છે. કઈ ક્ષણે શું થશે તે કહી શકાતું નથી—કપિંજલાની તહેનાતમાં એક ડૉકટર, એક *નર્સ, તથા પુંડરિક અને પ્રબોધા કાયમ હાજર રહેતાં; આખર સુડતાળીસ કલાક પસાર થયા.

હવે જોવાનું હતું—કપિંજલા જાગૃત થાય છે, કે મૃત્યુ પામે છે. ડૉકટર પણ એ જ વિચારમાં બેઠો હતો, અને પ્રદ્યુમ્નને સાન્ત્વન કરતો હતો. "સાહેબજી, આ ક્ષણની જ બાજી છે, જો પ્રભુની મરજી હોય તો આ ક્ષણથી આરામ થાય, બધી પ્રભુની લીલા છે." પ્રદ્યુમ્ન બોલ્યો "તમે લોકો પ્રભુને માનોછો ખરા?"

ડૉકટરઃ—અરે સાહેબ, એ શું બોલો છો? અમે તો પ્રભુને ક્ષણે ક્ષણે માનીએ છીએ. સાહેબ! શરીર રૂપી એન્જીન બનાવનાર પ્રભુની શક્તિ તો વિશેષ જ છે.

પુંડરિકઃ—ડૉકટર સાહેબ, આપ જ આમ બોલો છો, બાકી બીજા ડૉકટર લોક આમ પ્રભુને માનતા નથી.

ડૉકટર—એ ખરૂં કહો છો સાહેબ, પણ અમારાથી પ્રભુ કરશે એમ ધારી બેસી ન રહેવાય. અમારે તો એમ જ અભિમાન હોવું જોઇએ કે અમે જ મટાડીશું. અમે લમણે હાથ દઈ બેસી રહીએ, તો કોઈ દરદી આરામ ન પામે. સાહેબ! ફીલસુફો અભિમાનને વખોડતા હોય તો ભલે, પણ અમે માનીએ છીએ કે સ્વાભિમાનથી જ દુનિયામાં મનુષ્યો મોટાઈ મેળવે છે.

---

* ધાત્રી.

આ વખત વાદ વિવાદનો ન હતો. દરેકનું હૃદય ધડકતું હતું. ડૉકટર કપિંજલાની નાડી હાથમાં ઝાલી બેસી રહ્યો હતો. આખર કપિંજલાની મૂર્છાને અડતાળીસ કલાક થવાને પાંચમીનીટ રહી. ધૂમ્રાક્ષ અને પુષ્પાવતીને કપિંજલાથી દૂર, ન દેખાય તેમ, રાખવામાં આવ્યાં હતાં. બરાબર સમય થયો કે કપિંજલા સ્હેજ હાલી. આંખો ઉઘાડી, આંખો મીંચી દીધી. ફરી ઉઘાડી, "પાણી" એટલું બોલી; તુરત દાકતરે તૈયાર કરેલી દવા પાઈ દીધી. પાંચ મીનીટ તે પાછી બેભાન જેવી પડી. પછી સ્હેજ જાગૃત થઈ બોલીઃ—"વ્હાલા પ્રદ્યુમ્ન" ડૉકટરે બધાને ઈશારો કર્યો કે "બીલકુલ કોઈએ બોલવું નહીં, એ પણ હજી બેભાન છે." શાન્તિ અત્યન્ત હતી, ચંદ્ર પૂર્ણ કળાથી ખીલ્યો હતો. બધાંનાં હૃદય ધબક ધબક થતાં હતાં, કપિંજલાએ પાસુ બદલ્યું. તે બોલી "પ્રદ્યુમ્ન ! તમારી આ દશા?" તે મુંગી રહી. પ્રદ્યુમ્નની આંખમાંથી ખળ ખળ આંસું પડયે જતાં હતાં. તેણે ડૉકટરને બોલાવી કહ્યું." જો મારી કપિંજલાને બચાવો તો રૂપીઆ એક હજાર ઈનામ આપું.

ડૉકટર હસ્યો—"સાહેબ, મેં આપને એકવાર કહ્યું છે કે પ્રભુની ઈચ્છા હશે તો ઉગરશે-બાજી એના હાથમાં છે."

પ્રદ્યુમ્ન નિરાશ થયો—કપિંજલાએ ફરીને લવવા માંડયું. "કેમ પુષ્પાવતી ! તું પણ દુષ્ટ જ નીકળી કે ?" કપિંજલા શાંત રહી-ડૉકટર ધીમેથી બોલ્યો—"જરા આઇસ ઘસો એવણનું મગજ ભમે છે." આઇસ ઘસવાથી કપિંજલા શાંત પડી રહી. એક કલાક પછી ડૉકટરે જાહેર કર્યું કે "પ્રભુ કૃપાથી તુરતની ભીતિ દૂર થઈ છે, હવે એની બરદાશ બરોબર કરજો-" નરીશ-

મેંટ" (ખોરાક) ઉપર ખુબ ધ્યાન આપજો." આમ આશા આપી સ્હવારના પહોરમાં ડૉકટર સાહેબ ઘેર ગયા

દેવાળું કાઢવાની અણી ઉપર આવેલા વ્યાપારીને જેમ કોઈ નાણાંની મદદ કરે, અને સહરાના રણમાં પાણી વગર ટળવળતા વટમાર્ગુને પાણીનો ઝરો માલુમ પડે અને તેથી આનન્દ થાય, તેના કરતાં પણ વિશેષ આનન્દ "કપિંજલા બચશે," એ શબ્દથી પ્રદ્યુમ્નને થયો. બરાબર પંદર દિવસ સુધી કાંઇક શુદ્ધિમાં અને કાંઇક બેભાન અવસ્થામાં કપિંજલા રહી. તે અરસામાં નારાયણશર્મા, અને લક્ષ્મીદેવી ત્યાં આવી પહોચ્યાં હતાં, ને લક્ષ્મીદેવી બહુજ ગળગળી ને બે'બાકળી બની ગઇ હતી. નારાયણ શર્મા ગંભીર અને શાંત હતા. બે મહિના ડૉકટરની દવાથી કપિંજલાને સ્હેજ આરામ થયો હતો. પ્રદ્યુમ્ન એની પાસે બેસતો, પણ વિશેષ વખત નારાયણ શર્મા, અને લક્ષ્મીદેવી બેસતાં; ક્ષય રોગે કપિંજલાને જોર કર્યું, વિચાર કરવાની શક્તિ એનામાં નહતી. બે મહિના પછી ડૉકટરે અભિપ્રાય આપ્યો કે હવાફેર કરવાથી આરામ જલ્દી થવા સંભવ છે, આથી કપિંજલાને મંડલિકપુર જવાનું ઠર્યું. તથા નારાયણ શર્મા, લક્ષ્મીદેવી, અને પ્રબોધાને સાથે જવાનું ઠર્યું. પ્રદ્યુમ્ને જવાની ઘણી ઇચ્છા બતાવી, પણ ડૉકટરે સાફ ના પાડી, ડૉકટરને ખરૂં કારણ પુંડરિકે સ્હમજાવ્યું હતું પ્રદ્યુમ્ન નિરાશ થઇ મુંબાઈજ રહો. નારાયણ શર્મા પોતાની પુત્રીને સાથે લઇ ગયો, અને ડૉકટરને પણ સાથે લીધો. કપિંજલાની તબીયત એટલી ક્ષીણ થઇ ગઇ હતી, કે તે પુરી પ્રદ્યુમ્ન જોડે વાત પણ ન કરી શકી. પ્રબોધા સાથે ગઇ, પ્રદ્યુમ્ન જોડે પુંડરિક

રહ્યો. એણે ધૂમ્રાક્ષ અને પુષ્પાવતીને પોતાની પાસે આવવાની સવિનય ના પાડી. પોતે સતત પુંડરિકને પાસે જ રાખતો. દુષ્યન્ત રાજાને શકુન્તલાની વીંટી જડતાં જેમ પ્રેમનું સ્મરણ થયું હતું, તેમ કપિંજલા જ્યારે મરવાની અણીપર આવી, ત્યારે પ્રદ્યુમ્નને તેણીપર અત્યન્ત પ્રેમ ઉપજ્યો.

---

# પ્રકરણ ૧૫ મું.

## મંડલિકપુરનો આશ્રમ.

કપિંજલાને ઘણી બરદાશથી મંડલિકપુરમાં લાવવામાં આવી હતી, રસ્તામાં કોઇ રીતનું આલ આવવા નોતું દીધું, અને જેમ બને તેમ તેણીને માટે સવડ કરી હતી, આ બધી ગોઠવણ કરતાં પૈસા સ્હામું નોતું જોયું. તેમ ડૉક્ટર પણ ઘણી જ સંભાળ રાખતો, મંડલીકપુરમાં તેણીને મહાત્મા ક્રાન્તિમાનના આશ્રમમાં રાખવામાં આવી હતી.

ક્રાન્તિમાન એવી ને એવી જ રીતે જીવન ગાળતા. એમને હમણાં અધ્યાત્મજ્ઞાન ઘણું જ થયું હતું; પોતે ઘણોક સમય એકાન્તમાં ગાળતા અને આત્મ ચિન્તન કરતા; એક દિવસ શેહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો મહારાજા પાસે આવ્યા હશે, તે બધા જાજમ ઉપર બેઠા હતા. સાંજનો વખત હતો, અધ્યાત્મ બોધ ચાલતો હતો, તેવામાં બ્હારથી બીલાડી દોડતી આવી, અને બધાની વચમાં મારેલું કબુતર નાંખ્યું, ને નાસી ગઇ. બધા તો ગભરાયા, ને પવિત્ર વૈષ્ણવ મહાજન તો અભડાયા, ને નવાં લુગડાં બોળવાં

પડશે એ ચિંતામાં પડયા; જો કે આમન્યાને લીધે કોઇ બોલી શકયું નહીં. કાન્તિમાન શાન્તિથી બોલ્યા, "મહાજનો, આ કબુતર હજી જીવે છે. તમે સંકોચ ન રાખશો, પણ જાજમથી જરા હેઠળ ઉભા રહો." આથી તમામ મહાજન મંડળ ઉભું થઇ ગયું. અને જાજમ હેઠળ ઉભું. મહાત્માએ પાસે પડેલા કમંડલુમાંથી તે કબુતર પર પાણી છાંટયું કે તુરત કબુતરે ફડફડ પાંખો હલાવી. આ બનાવ જોઇ બધા તો સ્તબ્ધ જ થઇ ગયા, પછી મહાત્મા બોલ્યા, "મહાજનો, આપ અભડાયા નથી એટલી ખાત્રી કરવાજ પરમાત્માની કૃપાથી કબુતરે પાંખો હલાવી, બાકી હવે તે જીવી શકશે નહીં." મહાજનો પ્રણામ કરીને રસ્તે પડયા, પણ તે દિવસથી કાન્તિમાનને બધા ઇશ્વરાવતાર તરીખે માનવા લાગ્યા.

કપિંજલાને મંડલિકપુર આવે એક મહિનો થયો, ત્યારે તેને સ્મૃતિ બરોબર આવી. અને સ્મૃતિની સાથે બધો બનાવ તેણીના મનમાં રમવા લાગ્યો. પોતાના વ્હાલા પતિને ક્ષણભર પણ તે ભુલતી નહીં. આ દરમીયાન પ્રબોધાએ હકીકત લક્ષ્મીદેવી, તથા મલ્લિકા દેવીને કહી હતી; કાંઇ પણ વૃત્તાન્ત કહેવો બાકી રાખ્યો નહતો, લક્ષ્મીદેવી તો ક્ષણે ક્ષણે ગભરાઇ જતી, ને બોલતી–"હાય હાયરે મારી વ્હાલી દિકરી! મેં તને કયાં એ પારાધીને આપી"! કાન્તિમાન કપિંજલાનો વૃત્તાન્ત જાણી, બોલતા "શાબાશ છે એ પુત્રીને! ધન્ય છે એની જનેતાને! આ સમયમાં એ ખરેખરી સતી છે, અને વન્દનીય છે, અને ધન્ય છે પુંડરિકને કે જેણે કપિંજલાને સ્હાય કરી."

લક્ષ્મીદેવી—પણ, પ્રબોધા! તું કેટલી બેવકુફ કે એ મુરખો

આ બીચારી મૃદુ કપિંજલાને સાવ ભુલી જઈ, આમ રીબતો, ત્યારે તું કેમ કાંઈ પણ અમને લખતી નહીં ?

પ્રબોધાઃ—માજી! બેનની આજ્ઞા વિના એક અક્ષર પણ મારાથી ન લખાય ! પુંડરિક ભાઇથી સ્હેજ પ્રદ્યુમ્નજીનું વાંકું બેનને મોએ બોલાયું હતું. તેથી બરાબર છ મહિના એમની જોડે ન બોલ્યા, તો મારા જેવી રંક દાસીનું શું ગજુ !

આ પ્રમાણે કપિંજલાથી છાની વાતો બધાં કરતાં. તેણીને ક્ષયરોગ બીજા "સ્ટેજ" ઉપર હતો, ઉધરશ પુષ્કળ ઉપડી હતી, પ્રદ્યુમ્નના કાગળ ઉપર કાગળ આવતા ને પોતે આવવાની ઈચ્છા બતાવતો, પણ નારાયણશર્મા સાફ લખતા કે અમે લખીએ ત્યાં સુધી તમારે બીલકુલ આ બાજુ આવવું નહિ. આથી સુમાઇને મુંબાઈ બેશી રહેતો.

મહાત્મા કાન્તિમાને એક દિવસ ખુલ્લા હૃદયથી પુત્રી જોડે વાત કરી—"બ્હેન તારા હૃદયની વાત, તારા હૃદયનુ દુઃખ મને કહે. તું આમ શા માટે ઝુરે છે ?" કપિંજલાને હવે જરા જરા શક્તિ આવી હતી, જો કે જીર્ણજ્વર અને ઉધરશ હેરાન કરતાં હતાં. પ્રદ્યુમ્નના પત્ર એણીના હાથમાં જવા દેવામાં આવતા નહીં. કાન્તિમાને દૃઢ નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ કરીને તે પત્થરના હૃદયના પ્રદ્યુમ્નને પીગાળવો, પણ પ્રથમ કપિંજલાને આરામ થાય પછી વાત. જ્યાં સુધી કપિંજલા કોઇના આગળ મન ખુલ્લું કરે નહીં, ત્યાં સુધી એને આરામ થાય એમ નોતું; આથી એક દિવસ જ્યારે એકાન્તમાં કાન્તિમાન અને કપિંજલા હતાં ત્યારે વાત ઉપાડી, કપિંજલા

કાંઇ ન બોલી. તેણીની આંખોમાંથી ડળક ડળક આંસુ પડવા માંડયાં, તે પુષ્કળ રોઇ. કાન્તિમાન બોલ્યાઃ—'બ્હેન ! તું તારૂં હૃદય મને પણ નહીં કહે? મેં તને ઉછેરી મ્હોટી કરી, તને પુત્રી સમાન ગણી, છતાં મને તું નહીં કહે ?''

કપિંજલા—પિતાજી ! આપ સુજ્ઞ છો, આપ મારૂં દુઃખ સહમજ્યાજ હશો, પિતાજી ! આપ મારા પ્રભુ તુલ્ય છો, આપને નહીં કહું તો કોને કહીશ. હું મારા પ્રેમમાં નિરાશ થઇ છું, એટલી નિરાશ થઇ છું કે હવે મૃત્યુ સિવાય બીજું કાંઇ ઇચ્છતી જ નથી. પિતાજી! પિતાજી! રાત્યદિવસ એમના સુખ માટે હું ઝુરી મરી છું પણ એ પત્થર જેવું હૃદય કદી પીગળ્યું નથી. પિતાજી મારી કેટલીક ઉગ્ર પ્રતિજ્ઞાને લીધે હું બહુ જ દુઃખી થઇ છું. આપની તાલીમ લીધેલી પુત્રી હું પ્રેમમાં ભુલી, અપાત્રે પ્રેમનું દાન થયું, પિતાજી! તમે બધાએ શા માટે મને દવા કરાવી બચાવી! દવામાં વિષ આપી મારી કેમ ન નાંખી, પિતાજી! કાંતો મને મૃત્યુ આપો, અથવા એમને સુધારો, મારાથી આ સહન નથી થતું.'' આટલું બોલી તે પુષ્કળ રોઇ, તે વધારામાં બોલીઃ—''ધિઃક્કાર છે તે દિવસને કે મેં પ્રદ્યુમ્નને પ્રથમ જોયો, પિતાજી! આપે મારૂં લગ્ન આવા ક્રૂર હૃદયના શઠજોડે કેમ થવા દીધું? પ્રભુ ! ક્ષમા કરજે, અતિશય દુઃખને લીધે જ તથા માનવ જાતિની નિર્બલતાને લીધેજ, અને મારા પિતાજીની સમક્ષ જ જીવનમાં પ્રથમજ આ ઉચ્ચાર મુખથી કહાડું છું''— તે આટલું બોલી બહુ જ રોઇ. કાન્તિમાન સાંત્વના કરવા લાગ્યા, '' પુત્રિ! તારા સુખને માટે હું સર્વસ્વ અર્પણ કરીશ, એક ફેરી તું જો આ મંદવાડમાંથી સાજી થાવ, તો પછી હરેકપ્રકારે એ શઠને હું ઠેકાણે લાવું મને ખાત્રી છેકે પુંડરિક એને ઠેકાણે લાવશે તેમ એ આપણે ધારીએ

છીએ એટલો શઠ નથી. પુત્રિ ! તું ધીરજ રાખજે, તારી ચિત્તવૃત્તિ પ્રભુમાં રાખ્ય, આ સંસાર ક્ષણિક છે, પ્રેમ માત્ર એક પ્રભુના ચરણમાં રાખવાનો છે, અને પ્રભુની કૃપાથીજ સર્વસ્વ બને છે, પુત્રિ ! તારા પ્રેમમાં એક ખામીછે, તેં પ્રદ્યુમ્નના દેહ ઉપર પ્રેમ રાખ્યો, તેને બદલે તેના આત્મા ઉપર પ્રેમ રાખ્યો હત તો, તું કદી નિરાશ ન થાત."

કપિંજલાઃ—"પિતાજી ! આપના આશીર્વાદથી તથા આપની કૃપાથી સર્વ સારાં વાનાં થશે, એમનું શઠ હૃદય પીગળશે, એ મારા થશે."

કાન્તિમાન્—"પુત્રિ ! પ્રભુ તારી મનકામના સિદ્ધ કરો !" તે વખતથી કપિંજલાને શાન્તિ થવા માંડી, રાત્રીએ ઉંઘ પણ આવવા માંડી, ખોરાક પણ લેવાવા લાગ્યો. એક રાત્રીએ કપિંજલાને ઘોર નિદ્રા આવી,નિદ્રામાં એક અમાનુષિક સ્વપ્ન આવ્યું,જેમાં પોતે એકલી એક સુન્દર ઉપવનમાં ભમતી હતી; કમળનાં, ગુલાબનાં, ચંપાનાં, કેતકીનાં, મોગરાનાં, બકુલનાં પુષ્પ, મીઠી સુવાસ આપી રહ્યાં હતાં. પવન મંદ મંદ વાતો હતો, આકાશમાં ચંદ્ર સોળે કળાથી ખીલી રહ્યો હતો, દૂરમાં સુન્દર ગાયન સંભળાતું હતું, અને એક જ્યોતિ દેખાતો હતો. કપિંજલાએ તો ચાલ્યા જ કર્યું. માર્ગમાં ભ્રમરના ગુંજારવ સંભળાતા હતા, પક્ષિઓનાં મંજુલરવ સંભળાતા પણ કપિંજલા કોઇને મૂર્ત્તિમાન દેખતી ન હતી. એમ ચાલતે ચાલતે એક સ્ફટિક મણીની પાળ અને પગથીઆંવાળું સરોવર દેખાયું, તેની અંદર એક મહેલ દેખાયો, તે મહેલ ઘડીકમાં જળમાં દેખાતો, ઘડીકમાં પાણી ઉપર દેખાતો. સરોવરમાં ચંદ્રની ખુબી અત્યન્ત સારી રીતે માલુમ પડતી. જાણે કે આ સઘળો પ્રદેશ શ્વેતમણીનો બન્યો હોય

નહી ! હવે એણીએ તો ચાલવા જ માંડયું, તે સરોવરની પાળ આગળ આવીને ઉભી, એટલામાં બે કન્યાઓ હાથમાં વીણા લઇને જળ ઉપર ચાલતી જણાઇ. એમની પાછળ કપિંજલા પણ ચાલી–તે ઠેઠ જળમહેલના દ્વાર આગળઉભી, મહેલમાં ગાયન ચાલ્યા કરતું, અને તેજ શિવાય બીજું કાંઇ દેખાતુ ન હતું. એમ થોડીવાર ઉભી ત્યાં એક સ્વર થયો, "બાળા ! આંખ મીંચી દે." કપિંજલાએ તો આંખ મીંચીને ઉઘાડી, તેવો જ એક સુન્દર પુષ્પનો હીંડોળો દીઠો, તેમાં એક અગ્નિ જેવા વર્ણનો પુરૂષ તથા તેવા જ વર્ણની સ્ત્રી દીઠાં, ને તેમની પાસે હાથમાં ચામર લઇને એક તરફ મહાત્મા કાન્તિમાન્ ઉભેલા તથા બીજી તરફ દેવી મલ્લિકા ઉભેલાં દીઠાં કપિંજલા તો જોઇને સ્તબ્ધ જ થઇ ગઇ, ગાયન ચાલ્યા કરતું હતું. કાન્તિમાન બોલ્યા, "પુત્રિ ! અત્યારે જેને તું મૂર્તિમાન સુવર્ણમય દેખે છે, તે સાક્ષાત્ પરમાત્મ સ્વરૂપ પ્રભુ છે, તે સર્વ દેવનો દેવ, તે સદાશિવ પ્રભુ સર્વ જગત્‌માં વ્યાપી રહેલો છે, તે સદા નિરાકાર છે. પણ જેને જેવી ભાવના હોય છે તેને તેવાં દર્શન દે છે, તેનું સતત ધ્યાન કર્યે, તે પ્રભુ તારી મન કામના પૂર્ણ કરશે. પુત્રિ ! તે પ્રભુનાં દર્શન કરી તું સ્વકાર્યમાં પ્રવૃત્ત થજે. પ્રભુ તારી મન કામના પૂર્ણ કરશે"–આટલું બોલતાં બધું અંતર્ધ્યાન થઇ ગયું, ન મળે મ્હેલ, ન મળે. પુરૂષ કે ન મળે સ્ત્રી, સરોવરના મધ્યમાં પોતે ડુબકા ખાતી હતી, અને બુડવાની અણીપર હતી, એવામાં એક હોડી આવી, તેમાં પુંડરિક તથા પ્રદ્યુમ્ન બેઠા હતા. તે હોડી ઝપાટા બંધ ચાલી આવી, પ્રદ્યુમ્ન એકદમ પાણીમાં કુદી પડયો, ને કપિંજલાને એક હાથે ઉચકી હોડીમાં ફેંકી, તે પુંડરિકે ઝીલી લીધી, ને પ્રદ્યુમ્ન પાછો હોડીમાં ચડી બેઠો." આટલો બનાવ જોતાં જ કપિંજલા ઝબકી

ઉઠી, ને કારમી ચીસ પાડી, પણ તે વેળા તેની પથારી આગળ કાન્તિમાન તથા મલ્લિકાદેવી બેઠાં હતાં, તેણે ફાટી ચીસ પાડી "પિતાજી! હું બુડું છું, બુડું છું, બચાવો." કાન્તિમાન્, 'પુત્રિ શાંત થા, ગભરાઇશ નહીં. હું સદા તારી પાસે જ છું.'

કપિંજલા—પિતાજી, પિતાજી, આ મેં શું દીઠું, પિતાજી આતે સ્વપ્ન કે સાચું.

કાન્તિમાન—પુત્રિ! ગભરા નહીં, તારા નબળા મગજને લીધે તું બહુ ચમકે છે–શાંત થા, આ જરા દવાનો ડોઝ પીજા, બાપુ!

કપિંજલા દવા પી શાંત પડી રહી.

---

## પ્રકરણ ૧૬ મું.

### મૃત્યુ સમાચાર.

**[1]जानकि जानकि जानकि, मैथिलि मैथिलि वैदेहि वैदेहि।**
**जनकसुते जनकसुते साते नाते कुतोयासि॥**

હોયે અંતરધાન રીસથી થઇ, નારીસ તે તો ટકે;
સ્વર્ગે હોય ગઇ, પરન્તુ મુજમાં એનું રમે ચિત્ત છે;
દૈત્યે હોય હરિ, બને નહિ જ એ, ઊભેલ હું આ છતે,
ગોરી ગૂમ થઈ ગઈ સમૂળગી, કયાંએ તથાપિ; શું એ.

[2]વિક્રમોર્વશીય ભાષાન્તર. ૧

---

૧ હે જાનકી, હે જાનકી, હે જનકરાજાની પુત્રિ, હે સીતા, તને કયાંથી લઇ ગયા! ૨ પ્રકાશક. મી. અંજારીઆ.

પ્રદ્યુમ્નઃ—વ્હાલા ભાઈ, કપિંજલાને ગયે બે મહિના થયા, હવે આરામ થતો જાય છે, એવા પ્રબોધાના પત્ર આવે છે, છતાં મહાત્મા કાન્તિમાન મને આવવા સાફ ના કેમ લખે છે ? મારાથી હવે કપિંજલા વગર નથી રહેવાતું.

પુંડરિક—ભાઇ, જ્યારે સતત તમારી પાસે જ હતી, જ્યારે તે તમારા દર્શનની ઇચ્છા રાખતી, જ્યારે તે તમારી સેવાને માટે તત્પર હતી, ત્યારે તમે એની અવગણના કરતા. ભાઇ, માફ કરજો, પણ કોઈ પારાધી હરિણીના બચ્ચાને બંધુકનો પ્રહાર કરી મરણ તુલ્ય કરે, ને પછી જીવાડવાના ઉપાય માટે ફાંફાં મારે, તેની માફક તમે કરો છો.

પ્રદ્યુમ્નઃ—ખરે ! મેં કપિંજલાની બીલકુલ દરકાર કરી નથી ભાઇ, તું જો નહતતો, મને એણીના ઉત્તમ ગુણોનું કદી પણ ભાન ન થાત. અહાહા ! શું એનો પ્રેમ ! શું એની વિદ્વત્તા ! મિત્ર, એ મારા નામ માટે તો ઝુરી મરે, અત્યારે પણ એને મારી જ જખના હશે ખરૂં ?

પુંડરિક—ભાઇ, મારાથી સ્હેજ તમારી નિન્દા એની પાસે થઇ ગઇ હતી, એમાં એણે છ મહિના સુધી મારા મુખ સ્હામું નોતું જોયું, તેમ જ જે કોઇ તારી બાબતની ચાડી કરવા આવતા, તે સઘળાની જોડે એણે ભાષણ સરખું બંધ કર્યું હતું, એ જ એનું સતીત્વ સૂચવે છે, મેં તો હજી સુધી એવી કોઇ સ્ત્રી નથી દીઠી કે પતિ તરફથી તિરસ્કાર થયા છતાં પતિનુ વાંકુ ન બોલે ! કદાચ મહા પ્રયાસે એવી મળી આવે, તો પણ પતિનું વાંકું બોલાતું હોય તોતે ઘણા જ આનન્દથી સાંભળે.

પ્રદ્યુમ્નઃ—પણ ભાઇ, હું તો વિશુદ્ધ જ છું, મેં તને કહ્યું હતું કે પુષ્પાવતીએ મને ફસાવવા ઘણોએ યત્ન કર્યો હતો, ધૂમ્રાક્ષે દારૂ પાવા ઘણો પ્રયાસ કર્યો હતો, છતાં હું લપટયો નથી.

પુંડરિકઃ—કલાલની દુકાને બધા દારૂડીઆની વચ્ચે બેસી દુધનો પ્યાલો પીવો, અને જ્યારે જનાપવાદ આવે, ત્યારે દઢતાની હુશીઆરી બકવી, અથવા તો પવિત્ર કપિંજલાનો સંગ ત્યજી, અન્ય સ્ત્રીઓ જોડે ગપ્પાં મારવાં, અથવા તો વારાંગનાઓના નૃત્ય જોવા, કે નાટકશાળામાં રાત્રીઓ ગાળવી એને જો આપ પવિત્રતા ગણતા હોતો આપ પવિત્રજ છો. હું તો એવી જાતની વૃત્તિને પાપ રૂપ જ ગણું છું. ને એમાં તમારી બાલિશતા જ જોઉં છું.

પ્રદ્યુમ્નઃ—ભાઇ, તેં મને પ્રથમ કેમ મારી ભુલોની સમજણ ન પાડી?

પુંડરિકઃ—ભાઇ, કપિંજલાનો દિવ્ય પ્રેમ તારી ભુલો ન સુધારી શકયો, તો મારાથી તે વખતે શું બનત? તેમ હવે બધી બાજી બગડયા પછી આ વિચાર નકામા છે. ખરે, એના ગુણ, એની વિદ્વત્તાને એની મૃદુતા, દિવ્યજ છે. ઇશ્વર એણીને દીર્ઘાયુષી કરે.

પ્રદ્યુમ્નઃ—અહા! તમારા કહ્યા મુજબ આ વખતમાં મેં એણીનાં લખેલાં પુસ્તકો વાંચ્યાં; તે હું તો છક જ થઇ ગયો! એને વિલાયતથી કેટલા બધા અભિનન્દન પત્ર આવ્યા છે. અને દરેક પુસ્તકમાં મારી છબી એણે મુકી છે–પોતાની છબી તો કોઇ ઠેકાણે મુકી જ નથી.

પુંડરિક—ભાઇ, શું કામ ભુલેલી વાત તાજી કરો છો, ને મારા દગ્ધ હૃદયમાંથી ન બોલવાના ઉદ્‌ગાર કૂહડાવો છો? કપિંજલાની પસંશા પ્રો. મોરેલીટીના પ્રયાસથી ઇંગ્લંડમાં એટલી બધી થઇ છે કે કાંઇ વાત ન કરો. અને આવી વિદુષી સ્ત્રીના પતિ તરિકે તમારી છબી ઇંગ્લંડમાં દરેક લાઇબ્રરીમાં છે. આ બધું માન અપાવનારી સતીનું તેં બહુ દીલ દુભાવ્યું છે, સતીનું હૃદય દુભાવનાર ક્રૂર પાત કદી સુખી થતો નથી. જ્યારે તારી ભૂલની અવધિ થઇ ત્યારે જ પ્રભુએ એને પોતાની પાસે એ લાવી લેવા ધારી. પણ તારી વૃત્તિમાં આટલો ફેરફાર થયો છે જાણી મને એમ જ થાય છે કે હજી તારા ભાગ્યમાં કપિંજલાનું સુખ છે.

પ્રદ્યુમ્નઃ—ભાઇ, તારો આશીર્વાદ ફળો; જો એ સાજી થઇ પાછી આવે, તો હું હવે સતત એની પાસે જ રહું. અહાહા! લગ્ન પછી મંડલિકપુરમાં અમે નિરંતર છ મહિના સાથે રહ્યાં, તે વખતનો એનો ભાવ! એનો પ્રેમ! ખરેખર, ભાઇ, આ હૃદય ચીરીને જો, મારૂં હૃદય હવે કપિંજલામય બન્યું છે—પણ ચાલને કપિંજલાના ખાનગી ઓરડામાં જઇ, આપણે એના લેખ વિગેરે વાંચીએ. મને હવે એમાં બહુ રસ પડે છે."

આ પ્રમાણે વિચાર કરી બન્ને મિત્રો ત્યાં ગયા. પ્રદ્યુમ્નને હવે ઘણો જ પસ્તાવો થતો હતો. એણે રખડવાની ટેવ છોડી દીધી હતી. તેમ અન્ય મિત્રોને તે બીલકુલ મળતો નહીં. ધૂમ્રાક્ષ અને પુષ્પાવતી તો એવાં ભોંઠાં પડી ગયાં હતાં કે મુંબાઇ છોડીને જ ચાલ્યાં ગયાં હતાં. આથી પુંડરિક કાયમ એની પાસે જ રહેતો. અને પુંડરિકે કપિંજલાના ગુણ ગાન કરી, પ્રદ્યુમ્નના શઠ હૃદયને

ઠેકાણે આણ્યું હતું. નવરાશનો વખત પ્રદ્યુમ્ન કપિંજલાનાં પુસ્તક વાંચવામાં ગાળતો. અને જ્યારે વાંચી થાકતો, ત્યારે બન્ને મિત્રો મળી કપિંજલાના વગર છપાયલા લેખની ખોળ કરતા. તદનુસાર આજ એ બન્ને મિત્રો કપિંજલાના ખાનગી ઓરડામાં ગયા. અને એક નાની પેટી ઉઘાડી. એમાં એક કાગળનું બંડલ પડેલું, તે ઉઘાડી વાંચવા માંડયું. એમાં કપિંજલાએ લખેલા પ્રદ્યુમ્ન ઉપરના પત્ર હતા. લગ્ન થયા પછી તે માંદી પડી ત્યાં સુધી કપિંજલા જો કે એક પણ દિવસ એનાથી જુદી નોતી પડી, છતાં આ કાગળ શેના હશે? પ્રદ્યુમ્ને, એની ગંમતો આડે કપિંજલાને મળવાને, અગર બોલવાનો જે દિવસે વખત નોતો મળતો, તે વખતે તે પોતાના પતિને કાગળ લખતી, અને એ કાગળ સઘળા ઉચ્ચ પ્રેમમય હતા. પ્રદ્યુમ્ન જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ આંખમાંથી અશ્રુની ધારા ચાલતી ગઇ. તેમાં એક કાગળથી પ્રદ્યુમ્નને બહુજ લાગણી થઇ. જે દિવસે પોતાની દુકાન ડુબવાની અણીપર હતી, તે દિવસે કપિંજલાએ પોતાનો લાખેક રૂપીઆનો શણગાર ઉતારીને પ્રદ્યુમ્નને આપ્યો હતો, તે વખતે સ્નેહથી પોતે કપિંજલાને ચુંબન કર્યું હતું તેને ઉદ્દેશીને હતું. તેમાં નીચે પ્રમાણે હતું;—

"વ્હાલા આજ મારૂં જીવન સફળ થયું. મારા અલંકારથી આપના અકલંકિત પિતાના કુળની લાજ રહી. વ્હાલા! આપના એક જ ચુમ્બનથી મારા આપેલા લાખે રૂપીઆની કિંમત વળી ગઇ. વ્હાલા! આપને ખાત્રી તો થતી હશેજ કે હું અન્ય સ્ત્રીની માફક આપના પૈસાની, ઘરેણાંની ભુખી નથી. હું માત્ર આપના

પ્રેમની સગીછું. લાખતો શું પણ કરોડ રૂપીએ પણ જો આપનો પ્રેમ મળતો હોય તો તે આપવા તૈયારછું. વ્હાલા આપના પ્રેમમય ચુંબનની હું પુનઃ ક્યારે આશા રાખું? વ્હાલા, હું મરવાની અણી ઉપર હઇશ, ત્યારે પણ આપના પ્રેમની અધિકારી થઇશ! × × × × × × × × × × × × × × × × ×"

આટલુ વાંચતાં પ્રદ્યુમ્નની આંખમાંથી ચોધાર આંસુ પડતાં હતાં. એનાથી વધારે વંચાયું નહીં. તે પૃથ્વી ઉપર ઉંધો સુઇ ગયો, ને હાથ જોડી, પગે લાગી બોલ્યો.—"હે દીનબન્ધુ પ્રભુ! આ ક્ષણે તું મને મૃત્યુ આપ્ય, મારાથી મારા કરેલા અપરાધનો વિચાર સરખો પણ નથી થઇ શકતો! પ્રભો ક્ષમા કર્ય, ક્ષમા કર્ય, હદ થઇ, મારા બાપ, મારા નાથ, સતીને દુભાવી હું કદી સુખી થવાનો નથી." પુંડરીકે એને બહુ શાન્ત કર્યો. માંડ માંડ શાંત થઇ તેઓ સ્વચ્છ હવા ખાવાના હેતુથી છજામાં આવ્યા. ત્યાં એક અવધૂત યોગી દ્વાર આગળ ઉભેલો દેખાયો. એણે "આલેક" નો ધ્વનિ કર્યો. ને પુછ્યું-બચ્ચા, પ્રદ્યુમ્ન સેઠજીકા યહ મકાન હયકે?" બ્હાર એક ગરાસીઓ નોકર બેઠો હતો તેણે છણકો કરીને કહ્યું કેઃ—હેંડયુજા છાનું માનું! એક તો ભોડામાં એવો ગોધો મેલીશ કે ચ્યાંય નાંખી દઇશ. મારો દીચરો જોગટો જો ફાટયોસે. આ મ્હેંમઇ શેરમાં બાવલાઓ પેધ્યાસે, રૈંડયે જણ્યા"-બાવાજી તો હસ્યા ને બોલ્યાઃ—"અચ્છા બચ્ચા આનંદ રહો! કરીને રસ્તે પડયા.

થોડીવારે એક તારવાળો સિપાઇ આવ્યો-તાર પુંડરિકના નામનો હતો. પુંડરિકે સહી કરી આપી, તાર વાંચ્યો! એની

પાછળ પાછળ પેલો બાવો પણ આવ્યો, અને વાંકો વળીને પેલા ગરાસીઆને કહેવા લાગ્યો. "દરબાર કભી ગાંજા પીનેકા બિચાર બિચાર હોવે, તો હમારા નયા અખાડા મહાદેવકી સમીપમેં હય, વાં આના." ગરાશીયા ભાઇને દરબાર કહ્યા કે ફુલીને ઢોલ થયા, ને બોલ્યા. "મહરાજ, બાપજી! પાગે લાગું મહરાજ! હોવે બાપજી, આપનો હુકમ માથે ચડાવું છું, મહરાજ!" પ્રદ્યુમ્ન ઉપલો બનાવ ક્યારનો જોયા કરતો હતો ને પુષ્કળ હસતો હતો, તેને પુંડરિકના નામનો તાર આવ્યાનું પુરૂં લક્ષ ન હતું પણ હવે તેની નજર પુંડરિક ભણી ગઈ. પુંડરિક ગભરાયલો ગભરાયલો તાર વાંચ્યા જ કરતો હતો. તેણે તાર પ્રદ્યુમ્ન ભણી ફેંક્યો. પ્રદ્યુમ્ને મોટેથી વાંચ્યું:—"પ્રદ્યુમ્નને ખબર કરો કે કપિંજલા અચાનક ગુજરી ગઇ છે. આરામ થવા આવ્યો હતો, પણ હૃદયની નબળાઇને લીધે તે ગુજરી ગઈ. પ્રબોધા અમારી પાસે રહેશે. તમારે અગર પ્રદ્યુમ્ને હવે અમારી પાસે આવવા કારણ નથી." પ્રદ્યુમ્નના હાથમાંથી તાર પડી ગયો. તે સ્તબ્ધ બની ગયો પુંડરિકની આંખમાંથી ખળ ખળ આંસુ નીકળી પડતાં હતાં. બન્ને મિત્રો એક બીજાને વળગી પડયા, અને શૂન્ય જેવા થઇ જઇ, લગભગ બેભાન અવસ્થા ભોગવવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૭ મું.

### સંન્યાસી.

" અહો એ જીવ મ્હારા રે !
દઇ આ દંશ દારાને,
ધરે ના ભોગ-સંસાર;
ધરે ના શાન્ત સંન્યાસ !!!

શરીરે ભસ્મથી છાયો,
ઉરે અત્યન્ત સંતાપ્યો;
ઉંડો જ્વાળામુખી જેવો,
હવે સંન્યાસ આ તેવો ! "

**રા. ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠી.**

લગભગ અડધો કલાક સુધી શુન્યપણાથી પ્રદ્યુમ્ન તથા પુંડરિક સ્હામ સ્હામું જોઇ બેશી રહ્યા. પછી કાંઇક સાંભરી આવ્યું હોય એમ પ્રદ્યુમ્ન જાગૃત થયો, ને પુષ્કળ રોયો. માતા પિતા જ્યારે ગુજરી ગયાં હતાં, ત્યારે એ પુષ્કળ રોયો હતો, કે આજ તે પુષ્કળ રોયો. અને તેની સાથે પુંડરિક પણ રોયો. બન્નેના રોવાની સાથે આખા મહેલમાં ખબર થઇ ગઇ. કપિંજલા ગુજરી ગયાની વાત પવન વેગે ચાલી. કલાકની અંદર પ્રદ્યુમ્નનો મ્હેલ મિત્ર સમૂહથી ભરાઇ ગયો. રિવાજ માફક બધાએ સ્નાન કર્યા. દિલાસો દીધો, ને બધાં વેરાઇ ગયાં. માત્ર પુંડરિક જ પાસે હતો. અત્યાર સુધી બન્નેએ એક બીજા સાથે વાત કરી નહતી. બન્નેની

લાગણી સરખી જ દુભાઇ હતી. પણ જ્યારે બધાં વેરાઇ ગયાં ત્યારે વિચાર કરવાનો વખત મળ્યો. પ્રધુમ્નને લાગ્યું કે તે પોતે એકલો જ આ સંસારમાં રહ્યો. માતપિતા, તથા ફોઇ ફુવા (પ્રેમ કન્યા તથા જ્ઞાનદીપ) તો કયારનાંએ ગુજરી ગયાં હતાં. પોતાની બ્હેન નિવેદિતા એના પતિ રશ્મિકાન્ત જોડે કલકત્તે રહેતી. રશ્મિ-કાન્ત ઘણો વિદ્વાન હતો તથા જાગીરદાર હોવાથી નિવેદિતા સતત પોતાના પતિ પાસે રહેતી, અને પ્રધુમ્નના ઉદ્ધતપણાથી એની જોડે રીસાઇ હતી. કપિંજલાના મૃત્યુથી નારાયણ શર્મા તથા લક્ષ્મી દેવી જોડેનો સંબંધ તુટયો. ચારે દિશાએ નજર નાંખતાં પ્રધુમ્ન હવે નિરાળો, એકલો જ પડી ગયો. પુંડરિકના ખોળામાં માથું મુકીને તે બહુ જ રોયો—"ભાઇ ! ત્યારે કપિંજલા ચાલી જ ગઇ; એ દિવ્ય સુન્દરી પ્રભુના ધામમાં મને એકલો મુકી ચાલી જ ગઇ, અને મને છેલ્લું મુખ જોવાનો પણ સમય ન મળ્યો."

પુંડરિક:—એ દિવ્ય કન્યા હતી તે છળ કપટ ભરેલા સં-સારમાં ઝાઝો સમય ટકી ન જ શકે. તેમાં પણ તારી ક્રૂરતાથી એ અત્યન્ત દુભાઇ, અને ગઈ મૃત્યુ પામ્યા પછી એનો વિચાર જ ન કરવો. ગમે તેવી પ્રિયમાં પ્રિય સ્ત્રી હોય, વા પુત્ર હોય પણ જ્યાં ચૈતન્ય શક્તિ ચાલી ગઇ, એટલે પછી થઈ ચુક્યું. મહાત્મા કાન્તિમાન્ અને દેવી મલ્લીકાના સમીપમાં એ મૃત્યુ પામી એટલી એ ભાગ્યશાળી. ભાઇ, મારૂ પણ મગજ ભમે છે. મને પણ કાંઇ સુઝતુ નથી.

પ્રધુમ્ન:—ભાઇ હવે આ સંસારમાં તારા શિવાય મારે કોઇ રહ્યું નહીં.

પુંડરિક—એમ શા માટે ? તારે તારી બ્હેન નિવેદિતા છે. રશ્મિકાન્ત જાગીરદાર છે. થોડી મુદત શોક પાળી, ફરી પરણ વાની તજવીજ કરવી.

પ્રદ્યુમ્ન—ભાઇ માફ કર્ય ! ફરી લગ્નની વાતજ ન કર્ય.

પુંડરિક—કાંઇ ગાંડો છે ? ફરી લગ્ન નહીં કરીશ તો શું કરીશ ? આ ઘર બંગલા, દુકાનોનો વારસ કોણ થશે ? કપિંજલાની જગ્યાએ જે બીજી પરણશે, તે સુખ વૈભવ ભોગવશે. એ બિચારી ગઇ તે ગઇ; વળી આપણા શાસ્ત્રમાં એવુ કયાં છે કે પુરૂષથી ફરી ન પરણાય, પુરૂષને તો તમામ છુટ છે. વાંધો માત્ર સ્ત્રીઓને છે. ધર્મશાસ્ત્ર, નિયમ એ બધુ સ્ત્રી માટે છે. ભાઇ, તું તો શું પણ તારો પીર પણ પરણે. મ્હોટા વિદ્વાન ગણાતા અને સ્ત્રીના પ્રેમની ઉત્તમમાં ઉત્તમ ગણના કરતા, અને સ્ત્રીને સર્વસ્વ અર્પણ કરનારા રહમજુ માણસો પણ બીજીવાર પરણ્યા છે. માટે ભાઇ, હાલ જ્યાં સુધી તાજો ઘા છે, ત્યાં સુધી તને લાગણી થશે, અને થવીજ જોઇએ. વળી તારે કાંઇ એટલુ બધુ કપિંજલા ઉપર હતું પણ નહી. તું તારી મેળે મોજ શોખ હવે નિર્વિઘ્ને કરજે, અને કોઇ સુન્દર કન્યાને પરણી સુખી થજે. તારી બહુ લાગણી દુખાતી હોય તો કપિંજલાના નામની શાળા કહાડજે, દવાખાંનુ ઉઘાડજે, સ્કોલરશીપો કહાડજે, શિવાલય બંધાવજે. એ પ્રમાણે ધર્માદા કામ કરવાથી તારી નામના પણ વધશે અને કપિંજલાનો આત્મા તને આશીર્વાદ દેશે.

પુંડરિક આમ બોલતો હતો. પણ એનો આત્મા બહુજ

કપાતો હતો, શાન્તિથી નીકળતા ઉદ્દગાર વક્રોક્તિજ હતી, પ્રદ્યુમ્ન ઉંધુ ઘાલી સાંભળતો હતો, એની આંખમાંથી ડળક ડળક આંસુ નીકળે જતાં હતાં. તેની આંખો લાલ થઇ ગઇ હતી તે ધીમેથી બોલ્યો " ભાઇ, કપિંજલાને મારનાર હું ઘાતકી છુ. માટે જ તું તેની સજા તરીકે વાગ્બાણથી વીંધે છે. મારા હૃદયમાં એ ટલુંજ થાય છે કે મારા મૃત્યુથી પણ જો હુ કપિંજલાને દેખુ એમ હોય તો એક ફેરી એની માફી માગું."

પુંડરિક—ભાઈ, એણીનો સદા મધુર જીવ હતો. અને મૃત્યુ પછી પણ તે સતત તારું રક્ષણ કરનારી દેવી જ થશે. એ તને સદા સુખી જ જોશે. ક્ષમા તારે પ્રભુ પાસે માગવાની છે. કારણ પ્રભુના રાજ્યમાં અન્યાય કદી પણ ચાલતો નથી. "

આટલી વાત થયા બાદ બન્ને શાંત રહ્યા. થોડા દિવસમાં કલકત્તેથી રશ્મિકાન્ત અને નિવેદિતા આવી પહોંચ્યાં. પ્રદ્યુમ્ન માટે ચાર કન્યાઓ રૂપ રૂપનો ભંડાર, કલકત્તામાં તૈયાર હતી અને નિવેદિતા એમની છબી લેતી આવી હતી.

એતો સાધારણ નિયમ જેવું થઈ ગયું છે કે જ્યારે સ્ત્રી મરી જાય કે તેના પતિના ફરી પરણવાની વાત સ્મશાનમાંથી જ ચાલે. વળી કેટલીક જ્ઞાતિમાં એવો પણ રિવાજ છે કે ઉત્તમ કુળનો વર ક્યારે ગણાય કે સ્મશાનમાં જ ચાંલ્લા થાય. કંઇક લાગણીવાળો પતિ હોય તો નાના કલ્પા કરે ને સગાં સંબંધી વીવાહ મેળવવાની છુપી તૈયારીઓ કરે. અને પછી આંખમાં આંસુ સાથે પણ પતિ પરણે. પ્રદ્યુમ્નના વડીલ ગુજરી જવાથી બધી ફીકર

હવે એની બ્હેનને આવી પડી હતી. તેથીજ કલકત્તામાંથી ચાર સુન્દર કન્યાની છબી સાથે લેતી આવી હતી. પણ પ્રદ્યુમ્નની લાગણી જુદા પ્રકારની હોવાથી, તથા રશ્મિકાન્તની સલાહથી એણે એ બાબત ઉપર થોડા દિવસ સુધી મૌન રાખ્યું. છેવટે એક દિવસે બન્ને ભાઇ બ્હેન એકાન્તમાં મળ્યાં, ત્યારે નિવેદિતાએ વાત ઉપાડી, નિવેદિતા ઘણીજ સુન્દર હતી. એનો કંઠ મૃદુ હતો. અને પતિ તરફના ઉત્તમ શિક્ષણને લીધે એ ઘણી ગંભાર થઈ હતી. એ બોલી " વીરા, તું હવે શું કરવા ધારે છે ? "

પ્રદ્યુમ્નઃ—બ્હેન ! હવે હું સંન્યાસ લેવા ધારૂં છું.

નિવેદિતા ચમકી; ને બોલી—વીરા, મારી પવિત્ર માતપિતાના ઉત્તમ કુળનો આમ જ અન્ત આવી જશે. ભાભીએ એકાદ પુત્રને પણ જન્મ આપ્યો હત તો હું વચમાં ન પડત.

પ્રદ્યુમ્નઃ—બ્હેન ! તને મારે માટે લાગણી થાય એ સ્વાભાવિક છે. જે ઉદ્ધત પ્રકૃતિથી મેં તારૂં મન દુભાવ્યું હતું, તેજ ઉદ્ધત અને બેદરકાર પ્રકૃતિથી કપિંજલાને મેં મારી નાંખી છે. બ્હેન, મેં એને રીબી રીબીને મારી છે. તેથી મને અત્યન્ત પશ્ચાતાપ થાય છે. તે પશ્ચાત્તાપના પ્રાયશ્ચિત તરીકે હું સંન્યાસ ધારણ કરી, દેશે દેશ ફરી, મારી ભુલ જનસમાજ આગળ કબુલ કરી, લોકોને ઉપદેશ આપીશ, અને કપિંજલાના આત્માને આવી રીતે શ્રાદ્ધાંજલિ આપીશ. મારી સઘળી મીલકત તને આપીશ, અને તેના વ્યવસ્થાપક તરીકે પુંડરિકને નીમીશ. જે મારા ખરચ જેટલું મને મોકલી, બાકીનું તને મોકલી આપશે.

નિવેદિતા--ભાઈ, ભાઈ, આ તું શું બોલે છે? જો મારી પાસે આ સુન્દર છબીઓ છે, તે જો, તેમાંની એક કન્યાને તું પસંદ કર્ય, મારી જોડે કલકત્તે ચાલ. પુંડરિકભાઇને પણ આપણે સાથે લઇશું. ભાભી ગુજરી ગયાં, તેમના આત્માનું ઇશ્વિર કલ્યાણ કરો. પણ તું આમ ગાંડાઈ કહાડે તે કેમ બને?

પુંડરિકઃ—બ્હેન! જો મેં કપિંજલાને સુખી કરી હત, જો કપિંજલાના પ્રેમનો મેં સત્કાર કર્યો હત ને તે ગુજરી ગઈ હત તો હું પરણત. મારો સંન્યાસ સંસાર ઉપરના વિરાગનો નથી, પણ થયેલી ભુલના પ્રાયશ્ચિત તરીકે છે. સંન્યાસી તરીકે માત્ર હું ભગવાં લુગડાં ધારણ કરીશ. મને પ્રભુનું જ્ઞાન નથી, મને આત્મજ્ઞાન નથી, તેમ સંસારની મારી વાસના પુરી પણ નથી થઈ. બ્હેન, હું મારા નિશ્ચયમાં દૃઢ છું. અને જો મારી ઇચ્છાનુસાર વર્તનમાં તું આડી આવીશ, તો હું મારા પાપના પશ્ચાત્તાપના વિચારમાં ગાંડો થઇ જઇશ."

નિવેદિતાએ ઘણોએ સ્હમજાવ્યો, રશ્મિકાન્તે પણ ઘણો સ્હમજાવ્યો, પણ પ્રદ્યુમ્ન એકનો બે થયો નહીં. નિવેદિતા રોઇ, ખાધું નહિ, તે કશાની તેણે દરકાર ન કરી. છેવટે રશ્મિકાન્તે નિવેદિતાને સ્હમજાવી, ને બન્ને જણાં મૌન રહ્યાં–" જેમ પ્રભુની ઇચ્છા હશે એમ થશે " એ નિશ્ચય ઉપર આવ્યાં. પુંડરિક તટસ્થ રીતે મૌન રાખી બધું જોતો. પ્રદ્યુમ્નની દૃઢતા જોઇ, એના મનમાં આનન્દ થતો. એ મનમાં કહેતો " સાબાશ છે મિત્ર! તું હવે કપિંજલાને લાયક થયો ખરો! કપિંજલાના સતીત્વની દિવ્ય શક્તિથી, તારો આત્મા ઉન્નત બનશે, તોપણ ઘણું છું. તારો આત્મા હિરો છે. પણ કુસંગ અને સંસારની દુષ્ટ વાસનાથી, તેનાપર કચરો

ન્હડયો હતો. અને કપિંજલાના આત્મભોગથી એ કચરો ધોવાઈ જતાં તારો વિશુદ્ધ આત્મા ઉન્નત બન્યે જાય છે " !!

કપિંજલાના ગુજરી ગયાને ત્રણ મહિના પછી પ્રદ્યુમ્ને ભગવાં લુગડાં ધારણ કર્યાં. પોતાની બધી મીલકતની વ્યવસ્થા રશ્મિકાન્ત તથા નિવેદિતાને સોંપી. કારણ પુંડરિકે પણ પ્રદ્યુમ્ન જોડે સંન્યાસ લીધો. નિવેદિતાના કલ્પાન્તને બન્નેએ ગણગાર્યું નહિ. જે દિવસે સંન્યાસ લીધો તેજ દિવસે પ્રદ્યુમ્ને મુંબાઇમાં એક જાહેર ભાષણ આપ્યું. લક્ષાધિપતિનો પુત્ર, ગર્ભશ્રીમાન્, અને શહેરમાં રમતગમતમાં પહેલા નંબરનો ભાગ લેનાર પ્રદ્યુમ્ન, તથા વિદ્વન્મણિ પુંડરિકે સંન્યાસ લીધો, અને જાહેર ભાષણ આપનાર છે એ ખબર મુંબઇ શહેરમાં પડતાં હજારો લોક એકઠા થયા હતા અને એના મુખમાંથી શું ઉચ્ચાર નીકળે છે, તે જાણવાને તલપી રહ્યા હતા. કોઇક એને વખાણતા, કોઇક એને મૂર્ખ કહેતા, કોઇક એને ચસકેલ ગણતા. આ સઘળું પ્રદ્યુમ્ન તથા પુંડરિકના ભાષણસ્થળે આવવાની સાથે બંધ થઈ ગયું. બન્ને ખુબસુરત હતા અને તેથી સુન્દર કાન્તિમાં કપાય (ભગવો) વેશ ઘણોજ શોભતો હતો. પ્રદ્યુમ્નનો ચ્હેરો ઘણોજ દિલગીર લાગતો હતો. પુંડરિક શાન્ત અને ગંભીર જણાતો હતો. શરૂઆતમાં પુંડરિક ઉભો થયો, ને બોલ્યો. પુંડરિકનાં ભાષણ મુંબાઈ શહેરમાં સુવિખ્યાત હતાં અને તે સાંભળવાને બધા તત્પર હતા. તેણે શરૂ કર્યું:—

" સદ્‌ગૃહસ્થો ! આપની સમક્ષ ફેરવાયલા વેષમાં ઉભેલા આપના સેવકને જોઇને કાંઇક આપ સર્વને આશ્ચર્ય લાગશે, એમ ધારૂં છું. જે મહાનુભાવની કૃપાથી હું આટલું ભણી શક્યો, સર-

સ્વતી દેવીની સેવા કરવા શક્તિમાન્ થયો, સ્વતંત્રતાથી જીવન ગાળવા સમર્થ થયો, તે મહાત્મા બાબુકાલિચરણ ( તાળીઓ ) નો એકનો એક પુત્ર પ્રદ્યુમ્ન, જે મારો સ્નેહી છે, તેણે પોતાની પ્રિયતમા કપિંજલાના ( સાંભળો, એઇસ, ગ્રીપ ચીઇપ ) અકાળ મરણના શોકને લીધે સર્વસ્વ છોડી સંન્યાસ ધારણ કર્યો છે, તેની પાછળ તેના રક્ષણને અર્થે મેં સંન્યાસ લીધો છે. " "વાહવાહ" ના ધ્વનિ સાથે એટલો ખળભળાટ થઈ ગયો, કે દસ મીનીટે શાન્ત થયું. પુંડરિકે આગળ ચલાવ્યું. " સદ્ગૃહસ્થો ! મારો પ્રિય મિત્ર ગર્ભશ્રીમાન્ છે, એણે દુધ સાકર પીને જીવન ગાળ્યું છે, ટાઢ તડકો સહન કર્યો નથી, તેવા મારા મૃદુ મિત્રના આમ જીવન ગાળવાથી શી વલે થશે, અને એના વિપત્તિ સમયે મારી ફરજ છે કે મારે એની જોડે જવું એમ ધારી મેં સંન્યાસ લીધો છે. સંન્યાસી અવસ્થામાં પણ હું મારી સરસ્વતી દેવીની સેવા બજાવીશ. ( તાળીઓ ), અને જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ હશે, ત્યાં સુધી મુંબાઇના લોકની સેવા બજાવીશ. " તાળીઓના ગગડાટ, ને વાહ-વાહના ધ્વનિ સાથે પુંડરિક બેસી ગયો. થોડીવાર પછી પ્રદ્યુમ્ન ઉભો થયો, અને એણે પોતાનું ભાષણ શરૂ કર્યું:—

" સદ્ગૃહસ્થો ! અત્રે બિરાજેલા આપ પૈકી ઘણાક મને ઓળખો છો. મેં દેહ ધરી લ્હેર કરવામાં કાંઈ બાકી રાખી નથી. આ શહેરમાં, રમતગમતમાં, મોજશોખમાં પ્રથમ નંબરે આપ સઘળાએ મને જોયો છે. હું એવો વિદ્વાન્ નથી, કે મારે શું બોલવું જોઇએ, તેની મને ખબર નથી. પરન્તુ સઘળા અત્રે પધારેલા ગૃહસ્થોને જાણવાની જીજ્ઞાસા થતી હશે કે મેં ભગવાં વસ્ત્ર કેમ ધારણ કર્યાં છે ! ( સાંભળો, એઇસ ) મેં મારી વ્હાલી કપિંજલા

( તાળીઓ ), જેની વિદ્વત્તા જગજાહેર છે, જેની ઉદારતા આપ સર્વ જાણો છો, તેના અકાળ મૃત્યુના શોક અને પશ્ચાત્તાપને લીધે, સર્વસ્વ છોડી આ સંન્યાસ લીધો છે. કપિંજલા વધારે જીવી શકી હોત, એણે વધારે સારાં કામ કર્યાં હત, પણ એ સઘળું મારી ભુલને લીધે ન થઈ શકયું. સદ્‌ગૃહસ્થો, કપિંજલા મોતથી નથી મુઇ, પણ મારી બેદરકારી તથા ક્રૂરતાનો ભોગ થઇ પડી, ને તેથીજ મૃત્યુ પામી છે. મેં એને નિરાશ કરી, એના ઉન્નત પ્રેમને ગણગાર્યો નહિં, અને એથીજ એ અત્યન્ત ખેદ પામી ગુજરી ગઇ.” આટલું બોલતાં લોકમાં મોટો ખળભળાટ થઈ ગયો, તે શાન્ત થતાં લગભગ પા કલાક થઈ. પ્રદ્યુમ્ને આગળ ચલાવ્યું:—“ જનસમાજમાં સ્ત્રીઓને બહુજ હલકી ગણવામાં આવે છે, ને એમનાં જીવન ઉન્નત બનાવવામાં આવતાં નથી. એ નિયમ ઉલંઘી જ્યારે મહાત્મા કાન્તિમાને ( તાળીઓ) કપિંજલાને એક આર્યભૂમિના નમુના લાયક ઉત્તમ સ્ત્રી બનાવી, ત્યારે મારા જેવા નાલાયક પતિએ, એને અત્યન્ત દુઃખી કરી, છેવટે મૃત્યુ પમાડી. આવી ભુલ મેં કરી તેના પ્રાયશ્ચિત્ત તરીકે સંન્યાસ ધારણ કરી, જનસમાજ આગળ મારી ભુલ કબુલ કરી, ભવિષ્યમાં બીજા કોઈ મારી માફક ભુલ ન કરે એજ હેતુથી મેં આ માર્ગ લીધો છે. હું મારા મિત્ર માફક વિદ્વાન્ નથી, પ્રભુ અથવા બ્રહ્મ શું છે, તે જાણુતો નથી; એ સઘળું મારો મિત્ર પુંડરિક સારી રીતે જાણે છે. મારો મિત્ર પુંડરિક એ ઘણોજ ઉમદા હૃદયનો છે. અને મારી ઘણી ના છતાં, એણે પણ મારી જોડે સંન્યાસ લીધો છે, ને મારી પાછળ પોતાનું ઉમદાજીવન ગાળવા ઇચ્છે છે તેને માટે હું તેને ખરેખર ધન્યવાદ આપું છું. મિત્રો મળો તો આવાજ મળજો. જીવનમાં સર્વ કોઈ વાતે મને

અનુકુળતા હતી- કપિંજલા જેવી સ્ત્રી હતી, પુંડરિક જેવો મિત્ર હતો, છતાં, મારૂં જીવન ભુલ ભરેલું થયું, તે મારા પોતાના દોષથીજ થયું છે. [1]**क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे** સદ્‌ગૃહસ્થો! મને બહુ જ પશ્ચાત્તાપ થાય છે, પણ મરેલું મનુષ્ય કોઈ પણ પ્રકારે જીવી શકતું નથી, અને નકામો આત્મ કલેશ કરી જીવન વ્યર્થ ગાળવા કરતાં, આવી રીતે મારી પોતાની ભુલ જનસમાજ આગળ કબુલ કરી, જનસમાજની આવી થતી ભુલો અટકાવવા પ્રયાસ જો હું કરીશ, તો હું આશા રાખું છું કે જગન્નિયન્તા પ્રભુ, જેનું મેં નામ સરખુ આટલા દિવસ સંભાર્યું નથી, તે ક્ષમા કરશે, અને કપિંજલાનો દુ:ખી આત્મા કાંઇક સુખી થશે. " આટલું બોલતાં તેની આંખમાંથી દડદડ આંસુ નીકળી પડયાં, તે બેસી ગયો.

શ્રોતાજનમાં જબરો ખળભળાટ થઇ રહ્યો હતો. કોઇક કાંઈ બોલતું ને કોઇક કાંઈ બોલતું. કોઈ કહે પ્રદ્યુમ્નનું ખશી ગયું છે. ત્યારે કોઇક કહે કે આ બધો ઢોંગ છે. ત્યારે વળી કોઇક એને મર્મો ધારવા લાગ્યા. આમ જેમ જેને ફાવ્યું, તેમ તે બોલ્યા. ત્યારે કેટલાક શહેરના સુપ્રતિષ્ઠિત ગૃહસ્થો ઘણાજ દિલગીર થયા, ભાષણ કર્યા પછી પંદર દિવસની અંદર એક નોકર, એક રસોઇઆ સાથે એ બન્ને જણાએ મુંબાઈ છોડયું. અને કાશી તરફ ઉપડી ગયા. પુંડરિકની સલાહથી કોઇને ઘેર પણ યાચના ન કરવી પડે, ભીક્ષા ન માગવી પડે એ હેતુથી વાટચ ખરચ તથા ગુજરાન ખરચની સવડ પ્રદ્યુમ્નના પૈસામાંથી કરવામાં આવી હતી. એકંદર આ બન્ને-

૧ ક્રિયાની સિદ્ધિ સત્વમાં રહી છે, સાધનમાં નથી રહી.

એ પોતાને ખરચે બધે મુસાફરી કરી, જનસમાજની ભુલ સુધારવા યત્ન કરવા નિશ્ચય કર્યો. આવા ઉન્નત કામમાં રશ્મિકાન્તે મદદ કરી, પોતે જાતે પ્રદ્યુમ્નની જાગીર તથા દુકાન સંભાળવા વચન આપ્યું. ને નિવેદિતાને મહામહેનતે સહમજાવી. ગરીબ બીચારી નિવેદિતા, શું કરે! બ્હેનના સ્નેહમાં માતૃસ્નેહ સમાયલો છે. અને માતપિતાના મરણ પછી તેમની ખોટ બ્હેનો પુરી પાડે છે, એ નિયમ સર્વ કોઇને વિદિત છે.

વાલકેશ્વરમાં કપિંજલા ગુજરી ગઈ એ અરસામાં એક મ્હોટો મહન્ત સાધુ આવીને પડ્યો હતો. અને થોડા સમયમાં એની નામના બહુ થઈ ગઈ હતી. બાવાજી દુધ ઉપરજ રહેતા, અને આખો દહાડો મુંગા રહેતા. બાવાજી જોડે એક શિષ્ય હતો, તે ગાંજો ખૂબ પીતો. અને ગાંજાની લાલચે પ્રદ્યુમ્નના નોકરો, તથા આસપાસના શેઠીઆ લોકના નોકરો એકઠા થતા. ત્યાં પ્રદ્યુમ્નની જ વાતો થતી. લોકોમાં મહારાજની આમ નામના હતી. પણ પોલીસ લોક મહારાજ તરફ બહુ શકની નજરથી જોતા. કારણ મહારાજને રોજ થોકડો ટપાલ આવતી, તાર પણ આવ્યા કરતા, ને અવનવા માણસો આવતા ને જતા. તેમ આ મુનિરાજ રાત પડે એટલે વેષ બદલી વાલકેશ્વરમાં ફરતા જણાતા. આથી પોલીસને શક રહેતો. મહારાજની નામના બહુ થઈ હતી. પ્રદ્યુમ્ન તથા પુંડરિકે મુંબાઈ છોડયાના ચોવીસ કલાકમાં મહારાજ પોતાનો આશ્રમ સમેટી લઈ મુંબાઇમાંથી સટકી ગયા હતા. ને ગપ એમ ચાલી કે મહારાજ તો સમુદ્રમાં ઉતરી અન્તર્ધાન થઈ ગયા!!!

---

## પ્રકરણ ૧૮.

## " આતે સ્વપ્ન કે સાચું " ?

### ૧नजाने संसारः किममृतमयः किंविषमयः ॥

Serene will be our days and bright
And happy will our nature be
When love is an unerring light
And Joy its own Security

Wordsworth.

હવે પુંડરિક અને પ્રદ્યુમ્ન એકલા પડયા. આટલા દિવસ નિર્વેદિતા અને રશ્મિકાન્તનો થયેલો સહવાસ પ્રદ્યુમ્નને સાંભરવા માંડયો. તેમજ પોતાની બાલ્યાવસ્થા, યુવાવસ્થા, રમતગમત, કપિંજલા, ધૂમ્રાક્ષ, પુષ્પાવતી વિગેરેના વિચાર એક પછી એક મગજમાં ઘુમવા લાગ્યા. એણે વાત શરૂ કરીઃ—"પુંડરિક! આ સંસારમાં મનુષ્ય જીવનમાં શા શા ફેરફાર થયે જાય છે? મારૂં જીવન વિચિત્ર મને ભાસે છે. મને સ્વપ્ને પણ ખબર નહતી કે હું સન્યાસ લઇશ."

પુંડરિકઃ—મિત્ર! મનુષ્ય જીવન વિચિત્ર જ છે. ને એકને એક માણસને જીવનમાં જાત જાતના ફેરફાર જોવા પડે છે. ઇતિહાસ

---

૧ મને ખબર નથી પડતી કે આ સંસાર અમૃતથી ભરેલો છે કે વિષથી ભરેલો છે.

૨ જ્યારે પ્રેમ ભુલ વગરનો પ્રકાશ આપશે, અને આનન્દ પોતાની હયાતીની ખાત્રી આપશે ત્યારે જ આપણા દિવસો ગંભીર અને ઉજ્વલ થશે, અને આપણી પ્રકૃતિ સુખી થશે.

તરફ નજર કરીશું, તો કાંઇક બનાવો, દષ્ટાન્તો તાદૃશ થશે, શેક્સપીયરના બોલમાં કહીએ, તો પૃથ્વી એ રંગ ભૂમિ છે, અને તેમાં આપણે મનુષ્યો પાત્ર રૂપ છીએ. અને સૌ પોતપોતાનો વેષ ભજવીને ચાલ્યા જઇએ છીએ. પ્રદ્યુમ્ન ! તારૂં જીવન કરૂણરસથી ભરપુર થયું છે. બાજી બગડી છે—" બીગરી કોન સુધારે નાથ બિન. "

પ્રદ્યુમ્નઃ—ભાઇ, મને બહુ પશ્ચાત્તાપ થાય છે. અને તારો સત્સંગ મને નહત, તો હું ગાંડો થઇ ગયો હોત, અગર મેં આપઘાત કર્યો હોત.

પુંડરિકઃ—મિત્ર ! એવા કાયર માણસ જેવા ઉદ્‌ગાર તને યોગ્ય નથી. તેં જે પગલું લીધું છે, તે ઘણુંજ ઉત્તમ છે, ને કૃપાસિંધુ પ્રભુ તને ખરેખર સહાય કરશેજ, તું જે દૃઢતાથી તારી ભૂલ જનસમાજ આગળ કબુલ કરે છે, તેવી દૃઢતાવાળા મનુષ્યો બહુ વિરલ નજરે પડે છે. અને જો મનુષ્યો તારી માફક જનસમાજ આગળ પોતાની ભુલો કબુલ કરી, ભવિષ્યની પ્રજાને સુધારવા યત્ન કરે તો ખરેખર આ પૃથ્વી નરરત્નથી ઉત્તમ બને.

પ્રધુમ્ન—મિત્ર ! એ બધું ખરૂં, પણ કોઇપિણ પ્રકારે મને કપિંજલા મળે ? એનો ઉત્તર દેતો કેમ નથી; મારે કીર્તિ, તથા લક્ષ્મીને શું કરવી છે ? મારી મૃદુ હૃદયની કપિંજલા પુનઃ મને મળે એવો કોઈ માર્ગ છે ?

પુંડરિકઃ—એકજ માર્ગ છે; અને તે એ કે પાર્થીવ વસ્તુ, પાર્થિવ ચીજનો મોહ, મમત્વ મુકી દઇ, પ્રભુનું શરણ લે. કપિંજલાનો આત્મા અમર છે. અને તે એવા ઉન્નત વર્તન વાળી હતી કે તે

પ્રભુના ચરણ કમળમાંજ ગઇ હશે. હવે તારૂં જીવનશેષ, પ્રભુસેવામાં ગાળ, તો આ દેહને અન્તે નક્કી કપિંજલાને દેખીશ.

પ્રદ્યુમ્નઃ—ખરે, ત્યારે તો હું સતત પ્રભુ સેવા કરીશ. મારા સુખના દિવસમાં પ્રભુનું મેં કદી સ્મરણ નથી કર્યું. એ પ્રભુનો પ્રેમ કેવો હશે. ?

પુંડરિકઃ—પ્રભુનો પ્રેમ એજ ખરો પ્રેમ છે. "Heaven is Love and Love is Heaven" "પ્રભુ એજ પ્રેમ છે, અને પ્રેમ એ પ્રભુનું સ્વરૂપ છે." માનવપ્રેમ ગમે એટલો ઉત્તમ હોય, પણ ખામીવાળો છે. કારણ, દેહનો પ્રેમ દુઃખ આપે છે. દેહ અવશ્ય નાશ પામવાનોજ, પછી વહેલો કે મોડો. અને જો દેહની પ્રીતિ હોય તો, પરિણામ નિરાશામાં આવે. માટે પ્રેમ તો પ્રભુના ચરણ-કમળનોજ રાખવો. જે મહર્ષિઓ ઉત્તમ પદને પામ્યા છે, તેમનો પ્રેમ દિવ્ય જ હતો. એ લોકો સંસારમાં રહેવા છતાં તેમાં આસક્ત ન હતા. એમનાં પણ પ્રિયજન મૃત્યુ પામતા. પણ એમને સંપૂર્ણ શ્રદ્ધા હતી કે એની માફક આપણે પણ મૃત્યુ પામવાના છીએ, અને મૃત્યુ એ દીર્ઘ કાળનો વિયોગ છે. માટે ભાઈ, પ્રભુ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખ્ય, એ તને નક્કી કપિંજલાને મેળવશે. "What He does is always for the good." પ્રભુ જે કરે છે તે સારા માટેજ કરે છે ?

આ પ્રમાણે વાતોમાં તથા સચ્છાસ્ત્રના વિનોદમાં, કાળ વ્યતીત કરતા, અને મુખ્ય મુખ્ય શહેરમાં ભાષણ કરતા, બન્ને સંન્યાસી મિત્રો કાશીમાં આવી પહોચ્યા. કાશીમાં વિશ્વનાથનાં દર્શન કરી,

પ્રદ્યુમ્ને જાહેર ભાષણ કર્યું. તે વખતે એક નવીન બનાવ બન્યો. એક દંપતી યુગલ ધીમે ધીમે આગળ વધ્યું. અને સ્ત્રી દૂર ઉભી, અને પુરૂષ જનસમાજની વચ્ચોવચ પ્રદ્યુમ્નને વળગી પડયો. લોકમાં મોટો ખળભળાટ થયો, ને ધક્કા મુક્કી થઇ. આ પ્રમાણે કરનાર પ્રદ્યુમ્નનો જુનો મિત્ર ધૂમ્રાક્ષ હતો. તે દિવસના બનાવથી ધૂમ્રાક્ષ અને પુષ્પાવતી શરમાઇ ગયાં હતાં, અને મુંબાઇનો ત્યાગ કરી કાશીપુરીમાં આવી વસ્યાં હતાં. બે સંન્યાસીઓ આવ્યા છે, ને કોઇ વિચિત્ર પ્રકારના છે એવી અફવા ઉડતાં તેમનાં દર્શન કરવાની ઇચ્છાથી એ બે આવી પહોચ્યાં હતાં. અને જ્યારે ભાષણ કરનાર સંન્યાસી તરીકે પ્રદ્યુમ્ન તથા પુંડરિકને દીઠા, ત્યારે તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો. પણ પ્રદ્યુમ્નને પોતાની ભુલો જાહેર કરતો સાંભળ્યો, કપિંજલાનું મૃત્યુ સાંભળ્યું, ત્યારે આ બન્નેના હૃદયમાં બહુ પરિતાપ થયો. ને જનસમાજની દરકાર ન કરતાં એ બન્ને પ્રદ્યુમ્ન તરફ દોડયાં. ને ધૂમ્રાક્ષ પ્રદ્યુમ્નને વળગી પડયો. પુંડરિકે મહા મહેનતે એને મૌન રહેવા કહ્યું. ભાષણ પુરૂં થયા પછી ધૂમ્રાક્ષ ઘણા આગ્રહથી પ્રદ્યુમ્નને પોતાની પર્ણકુટીમાં લઇ ગયો. ત્યાં તેણે કપિંજલાના મૃત્યુ સમાચાર સાંભળ્યા, અને સર્વ વાત જાણી. પુષ્પાવતી ખુબ રોઇ, અને સઘળું ખરાબ પરિણામ લાવનાર પોતેજ હતી, એમ કબુલ કર્યું. પુંડરિકે કહ્યું:—

"બ્હેન ! માણસ માત્ર ભુલ કરે છે, પરન્તુ ભુલ કર્યાના પ્રાયશ્ચિત્તથી પ્રભુ અપરાધ ક્ષમા કરે છે. તમારી સર્વેની ભુલના પરિણામમાં નિર્દોષ કપિંજલા મરી ગઈ છે. અને એ ભુલ એવી થઇ છે કે પ્રભુ શિવાય, બીજો કોઇ પણ ક્ષમા કરે એમ નથી. છતાં,

તમે સઘળાં આમ અત્યન્ત પશ્ચાત્તાપ કરો છો, તો તેમાંથી કાંઇક નક્કી સારૂં પરિણામ આવશે. બ્હેન ! જે ઉન્નત વર્તન રાખો છો તે જ રાખજો. સ્ત્રીને પતિ એ જ દેવ છે. અન્ય પુરૂષની કાન્તિ તથા લક્ષ્મી એને કાંઈ પણ કામની નથી. એટલો નિયમ લક્ષમાં રાખી વર્તન કરશો તો તમારૂં કલ્યાણ થશે." પુષ્પાવતી શરમાઇ ગઇ. દસ દિવસ કાશીમાં રહી, ધૂમ્રાક્ષ તથા પુષ્પાવતીને આશ્વાસન આપી, બંન્ને મિત્રો હરદ્વાર ગયા. એ પ્રમાણે લગભગ બે વર્ષ સુધી આખા હિંદુસ્થાનમાં યાત્રા કરી છેવટના ભાગમાં દ્વારકા આવી પહોચ્યા. જાત જાતનાં તીર્થ સ્થળોમાં ફરવાથી, તથા પુંડરિકના સંસર્ગથી પ્રદ્યુમ્નના વિચાર ઘણાજ ઉન્નત બન્યા હતા. દ્વારકામાં રણછોડરાય ભગવાનનાં દર્શન કરી, ફરતા ફરતા આ બંન્ને ગિરનારની તળેટીમાં ઉતર્યા. ત્યાં આગળ થોડેક છેટે બીજા બે બાવાઓએ મુકામ નાંખ્યો હતો. પ્રદ્યુમ્ન એમને જોઇને બોલ્યો કે "મિત્ર ! આ લોક કોણ છે ? મને તો લાગે છે કે આ બાવો જ્યાં આપણે ફરીએ છીએ ત્યાં ફરે છે, ને આપણે વિસામો નાંખીએ છીએ, ત્યાં પોતે પણ વિસામો નાંખે છે."

પુંડરિક—"હશે કોઇ નિરાધાર દુઃખીઓ. અને બીચારો પેટ ભરવાને ફાંફાં મારતો વટેમાર્ગુ." આમ વાત કરે છે ત્યાં દૂરથી બે ઘોડેસ્વાર આગળ, વચમાં બગી, ને પાછળ બે ઘોડેસ્વાર આવતા જણાયા. તે પેલા બાવાના મુકામ આગળ ઉભા. અંદરથી એક સ્ત્રી ઉતરી, ને બોલી. "કેમ ડોલરરાય ! ખુશી તો ખરાને." બાવાજીએ પ્રણામ કર્યો, "હા બ્હેન, ગુરૂ મહારાજની કૃપાથી કામ પરિપૂર્ણ થયું છે. મહારાજા કાન્તિમાનનો જય."

"આ શબ્દ, પ્રબોધા જેવા લાગે છે, ત્યારે શું આપણે મહાત્મા કાન્તિમાનના આશ્રમ પાસે છીએ?" એ સ્ત્રીને તથા પુરૂષને વાત કરતાં સાંભળી પ્રદ્યુમ્ન બોલ્યો. પણ એટલામાં તો પ્રબોધા જાતે જ ચાલતી એ સંન્યાસી મિત્રોની સમીપ આવી પહોચી. પ્રબોધાને જોઇને પુંડરિકને બહુ લાગી આવ્યું પણ હવે એની આંખમાંથી આંસુ પડતું નહતું. એનું મન દૃઢ થયું હતું છતાં એણે દીર્ઘ નિઃશ્વાસ મુક્યો. "અહો"! તે બોલ્યો "મારી પ્રિયતમાની પ્રિય સખી પ્રબોધા તો તમે નહીં?" પ્રબોધા ગળગળી થઇ ગઇ, તાપ તડકાથી પ્રદ્યુમ્નની કાંતિ ફીકી, ને કાળી પડી ગઇ હતી. તે બોલી, "અહો! સુકુમાર પ્રદ્યુમ્નજી! મારી પ્રિય સખીના પ્રાણ, આપ જેવા ગર્ભ શ્રીમાન્, તથાપુંડરિક જેવા વિદ્વન્મણિને આવું તપ ઘટે?" તે રોઇ પડી. પ્રદ્યુમ્ન તથા પુંડરિક શાંત વૃત્તિથી સ્હામું જોઇ રહ્યા. પ્રબોધા બોલીઃ—"પ્રદ્યુમ્નજી, આપને તથા પુંડરિકભાઇને મહાત્મા કાન્તિમાન તથા નારાયણ શર્મા બોલાવે છે. આપ એમના આશ્રમથી ચાર માઇલ દૂર છો. એમને આપના આવ્યાની ખબર થઇ છે, તેથી જ મને તેડવા મોકલી છે."

પ્રદ્યુમ્નઃ—"પ્રબોધા! હું પાપી એ મહાત્માનાં દર્શનને તથા મુખ બતાવવાને લાયક નથી. માટે પ્રબોધા, મારા પ્રણામ એમને કહેજે, અને કહેજે કે મૃદુ હૃદયની કપિંજલાનો પ્રાણઘાતક નરાધમ હું આપને મુખ બતાવી શકતો નથી." પ્રબોધાનું હૃદય બહુ ભેદાયું. તે પગે પડી ને કહ્યું કે "મહાત્માએ ઘણો જ આગ્રહ કર્યો છે, ને કહ્યું છે કે વત્સ પ્રદ્યુમ્ન તથા તેનો મિત્ર જેની કીર્તિ દેશદેશ

થઇ છે, તેના દર્શનની લાલસા અમને છે. માટે એમને અમારી વિનતિ છે કે અમને મળી દર્શન દઇ જવું." ઘણા આગ્રહે તથા પુંડરિકના સ્હમજાવાથી પ્રદ્યુમ્ન ત્યાં જવા તૈયાર થયો. બન્ને ગાડીમાં બેઠા, પ્રબોધા સ્હામી બેઠી. પ્રબોધા શરીરે હૃષ્ટપુષ્ટ બની હતી. પુંડરિકે સ્મિત કરી કહ્યું, "કેમ પ્રબોધા! આશ્રમનું પાણી સદ્યું જણાય છે?" "પ્રબોધા બોલી, "મહાત્મા કાન્તિમાનની કૃપાના પ્રભાવથી સર્વત્ર કલ્યાણ જ છે, એમના આશ્રમમાં પરમ આનન્દ જ છે. અને એમના દર્શનની સાથે આપને પરમ આનન્દ થશે." પુંડરિક મૌન રહ્યો. પ્રદ્યુમ્ન બોલ્યો" "અહો! આ સુન્દર ગિરનારનો પ્રદેશ મને બહુ પ્રિય લાગે છે, આ હિરણોનાં દોડતાં ટોળાં જોઇ, મને શિકાર કરવનું મન થઇ જાય છે, મહાત્મા કાન્તિમાન જોડે હું આ વડસુધી રોજ ફરવા આવતો." ગાડી ઝપાટા બંધ ચાલ્યે જતી છેવટે જે બંગલો લગ્ન પછી પ્રદ્યુમ્ન તથા કપિંજલાના વિહારાર્થે આપવામાં આવ્યો હતો, ત્યાં બગી અટકી. દ્વાર આગળ કપિંજલાનું આરસ પહાણનું પુતળું બેસાડયું હતું. પુંડરિક તથા પ્રદ્યુમ્ન આ દેખાવ જોઇ સ્તબ્ધ બની ગયા. પ્રદ્યુમ્ન ગળગળે સ્વરે બોલ્યો, મિત્ર! આ મહેલમાં મેં કપિંજલા જોડે છ મહિના સુધી વિહાર કર્યો છે. મારાથી આ દેખાવ નથી જોવાતો. મારા અપરાધની સજા કરવા માટે જ મહાત્મા કાન્તિમાને મને અહિં બોલાવ્યો લાગે છે."

પુંડરિકે સ્હમજાવ્યો કે "ધૈર્ય ધરવું જોઇએ, તથા મનોવૃત્તિ કબજે રાખવી જોઇએ, નહિંતર આપણા ભગવા વેષને લાંછન લાગે." દૃઢ મન કરી પ્રદ્યુમ્ન ઉતર્યો ને મહેલમાં ગયો તો કોમ્પા-

ઉન્ડમાં મહાત્મા કાન્તિમાન દેવી મલ્લિકા, નારાયણશર્મા, લક્ષ્મીદેવી, તથા પ્રોફેસર મોરેલીટી, એ પાંચે ખુરશીઓ ઉપર બેઠેલાં! બન્નેએ પ્રણામ કર્યા. બન્નેને સંન્યાસીના વેશમાં દેખી મલ્લિકાદેવી, તથા લક્ષ્મીદેવી ગળગળાં થઇ ગયાં. નારાયણ શર્માએ બંન્નેને બેસવાને માટે ખુરશીઓ મગાવી. પ્રદ્યુમ્ન મુંગોજ બેશી રહ્યો હતો. પુંડરિકે પ્રણામ કર્યા ને બોલ્યો, " મહારાજ! કપિંજલાના મરણ પછી સર્વસ્વ છોડી દઇ, મારો મિત્ર પ્રદ્યુમ્ન બે વર્ષ થયાં આમ જ જીવન ગાળે છે."

કાન્તિમાનઃ—"અમને વિદિત છે. પ્રદ્યુમ્ન પણ અમારી કપિંજલા માફક ઉન્નત જીવાત્મા છે, પણ સંગતિ દોષથી એનો વિશુદ્ધ આત્મા મલિન થયો હતો. એને આમ સંન્યાસ લેવાની શી જરૂર છે? અમારી તો સલાહ એમ છે કે એણે કલકત્તે જવું અને ફરી લગ્ન કરવાં."

પ્રદ્યુમ્નથી હવે ન રહેવાયું–તે ઉઠયો, ને કાન્તિમાનના ચરણમાં આંખો ઘસીને પડયો. " મહારાજ, કપિંજલાને રીબી રીબીને માર્યા પછી, આપને મુખ બતાવવાનો જ મને અધિકાર નથી. છતાં આપે કૃપા કરી દર્શનનો લાભ આપ્યો, તો આપનાં દર્શન કરી અમને જવાની રજા આપો. આપ " ફરી લગ્ન " એ શબ્દ સંભળાવો, એના કરતાં આ પાસે પડેલી તલવારથી મારા બે કટકા કરી નાંખો. " આમ બોલી તે રોયો. કાન્તિમાન ગળગળો થઈ ગયો. તેણે પ્રદ્યુમ્નને છાતી સરસો દબાવ્યો. સ્ત્રીઓની આંખમાંથી ડળક ડળક આંસુ પડે જતાં હતાં. કાન્તિમાને

મલ્લિકાના સામું જોઇ કહ્યું, " કેમ, હવે આ પ્રદ્યુમ્ન તમારી કપિંજલાનો લાયક પતિ થયો છે કે?" મલ્લિકાથી બોલી ન શકાયું. કાન્તિમાને, તથા પ્રો. મોરેલીટીએ પ્રદ્યુમ્નને બહુ સમજાવ્યો કે ફરી લગ્ન કર્ય. પણ પ્રદ્યુમ્ન દૃઢ રહ્યો—એણે પુનઃ ગાંભીર્ય ધારણ કર્યું હતું. પુંડરિક ભણી નજર કરી કાન્તિમાન બોલ્યાઃ—"શાબાશ છે મિત્રવર્ય! તમારા ઉત્તમ વર્તનથી તમે જનસમાજને સારો દાખલો બેસાડ્યો છે. પણ અમારી વિનતિ છે કે તમે કપિંજલાની સખી પ્રબોધા જોડે લગ્ન કરો."

પુંડરિકઃ—"મહારાજ! લગ્ન વિષે મારા વિચાર જુદાજ છે. જ્યારથી મેં કપિંજલાને દીઠી ત્યારથી મારા મનમાં એમ જ થયું કે આવી સ્ત્રી જો મળે તોજ લગ્ન કરવું. હવે કપિંજલા વિવાહિતા હતી તેથી મારો ભાઇ તરીકેનો પ્રેમ એને મેં અર્પણ કર્યો. મેં એને મારી બ્હેન ગણી અને અમે બન્નેએ મળી પુસ્તકો લખ્યાં. કપિંજલા પ્રદ્યુમ્નને ઘણાજ પ્રેમથી ચ્હાતી મારાથી એક જ દિવસ પ્રદ્યુમ્નની નિંદા એની પાસે થઇ, તેથી ઘણાક દિવસ એ મારી જોડે બોલી સરખી ન હતી. એવી સાધ્વી બ્હેનના મૃત્યુ પછી જીવનમાં પ્રેમસ્થાન કોઈ પણ ન હોવાને લીધે, કદાપિ પ્રદ્યુમ્ને સંન્યાસ ન લીધો હત તો પણ મારો તો વિચાર સંન્યાસ લેવાનો જ હતો. પણ મારા મિત્રે પશ્ચાત્તાપથી સંન્યાસ લીધો, તો તેની સેવા કરવી એ મારી ફરજ હોવાથી, હું એના સહચર તરીકે ફરૂં છું. મારે લગ્ન કરવું જ નથી. આપના ચરણ કમળનાં દર્શન મને પ્રથમ જ થયાં છે તો કૃપા કરી મને અધ્યાત્મ બોધ આપો, અધ્યાત્મ જ્ઞાન આપો, પરમાત્મ સ્વરૂપનાં દર્શન કરાવો

કે જેથી મારા જન્મ મરણનો ફેરો ટળે. મારા પ્રિયમિત્રના અપરાધ ક્ષમા કરો! એણે માત્ર બાલિશતાથી કપિંજલાના ઉન્નત પ્રેમનો અનાદર કર્યો હતો. તે કપિંજલાના મૃત્યુના પ્રાયશ્ચિત્ત તરીકે એણે સખત તપ કર્યું છે. એણે પોતાનું અભિમાન તજી દઇ જન સમાજમાં પોતાની ભુલો કબુલ કરી છે, અને તેથી હાસ્યાસ્પદ થયો છે એ સઘળું લક્ષમાં લઇ આપ ક્ષમા કરવા યોગ્ય છો."

પુંડરિકે આટલું બોલી પ્રણામ કર્યો. નારાયણશર્મા, પ્રો. મોરેલીટી, મલ્લિકાદેવી, તથા લક્ષ્મીદેવી મુંગાં જ બેસી રહ્યાં હતાં. પ્રો. મોરેલીટી કરડી નજરથી બન્નેના તરફ જોતો, દાઢી ઉપર હાથ ફેરવ્યા કરતો; તેણે ભુરા રંગનાં ચશ્માં પહેર્યાં હતાં. કાન્તિમાન હસી પડયો: તેણે કહ્યું. " વત્સ ! તારી ઇચ્છા ફલીભૂત થશે, પરમાત્માની સ્હાયથી સઘળું સારૂં જ થશે, પણ હવે તમે વિશ્રામ લ્યો." આટલું બોલી બધું મંડળ વીખરાઈ ગયું. પુંડરિક અને પ્રદ્યુમ્ન નાહ્યા, નિત્ય કર્મ કર્યું જમવા વખત સુન્દર સ્વાદિષ્ઠ ભોજનની થાળ લઈ પ્રબોધા આવી. પણ પ્રદ્યુમ્ને કહ્યું કે અમે સ્વાદિષ્ઠ ભોજનનો ત્યાગ કર્યો છે. તેથી અમારે માટે સાદાં ભોજનની થાળ લાવો." તેવી થાળ આવી, બન્ને જમ્યા, ને પછી બે એક કલાક આરામ લીધો. આ વખત સ્હાંજના પાંચ વાગ્યા હતા. પવન મંદ મંદ વ્હાતો હતો. પાછાં બધાં એકઠાં મળ્યાં. મહાત્મા કાન્તિમાન બોલ્યા "વત્સ પ્રદ્યુમ્ન તથા વત્સ પુંડરિક! તમે સ્વસ્થ છોને? પરમાત્માનું સ્મરણ કરી સ્હામેના ખંડમાં જાઓ, ને ત્યાં જે કાંઈ જુઓ, તે શાંત ચિત્તથી જોજો." પ્રણામ કરી બન્ને ઉઠયા, ને સ્હામેના ખંડ ભણી ગયા; જેવા ખંડનાં ઉંબરા ઉપર ચ્હડે છે,

તેવી જ હાસ્ય કરતી કપિંજલા દીઠી; અને એણે દોડતાં આવી પુષ્પનો હાર પ્રદ્યુમ્નના કંઠમાં નાંખ્યો. આ દેખાવ જોતાં જ પ્રદ્યુમ્ન તથા પુંડરિક જડ જેવા થઈ ગયા, ને પ્રદ્યુમ્ન બોલ્યો કે મિત્ર! "આતે સ્વપ્ન કે સાચું?"

---

## પ્રકરણ ૧૯ મું.

### પુંડરિકનું અવસાન.

આશાનાં ભવન આકાશ સુધી રચ્યાં,
મુરખ! ત્યાં મૂળ છે ભીંત કાચી.

**નરસિંહ મ્હેતો.**

[1] Heaven gives its favourites early death.
Byron.

આપણે આગળ વાંચી ગયા છીએ કે કપિંજલાને, દિવ્ય સ્વપ્ન આવ્યા પછી મહાત્મા કાન્તિમાને શાન્ત કરી હતી. ધીરે ધીરે કપિંજલાને આરામ થવા માંડયો. તે હરતી ફરતી થઈ, પ્રદ્યુમ્નના પત્ર ઉપર પત્ર આવવા માંડયા કે પોતે ત્યાં આવે, પણ કાન્તિમાન સાર ના પાડતા. પુંડરિકનો એક પત્ર નારાયણ શર્મા ઉપર આવ્યો હતો તેમાં પ્રદ્યુમ્ન કપિંજલા માટે ઝુરે છે, એમ લખ્યું હતું. પણ કાન્તિમાન એકના બે ન થતા. એક દિવસ કપિંજલા ઘણી ખુશીમાં હતી. તે વખતે કાન્તિમાને કહ્યું કે "પુત્રિ! પ્રદ્યુ-

---

૧. પ્રભુ પોતાના પ્રિય જનોને વ્હેલું મૃત્યુ આપે છે.

મને ઠેકાણે લાવવાની એક યુક્તિ છે. પણ તે યુક્તિ અમલમાં મુકવા પહેલાં મારે તારી સંમતિ લેવી પડશે." કપિંજલા બોલી, "પિતાજી, આપના ઉપર મને દ્રઢ વિશ્વાસ છે. આપ જે કરશો તે મારા હિતને માટે જ કરશો. પણ આપ મારા જેવા ક્ષુદ્ર જન્તુ સારૂ શા માટે આટલો શ્રમ લ્યો છો? મારૂં લાગ્યું હું ભોગવી લઇશ;" આટલું બોલતાં કપિંજલા રોઇ પડી. કાન્તિમાને દયાથી પોતાની પુત્રી સ્હામું જોયું. તે બોલ્યા "પુત્રિ! તારા તરફના નિઃસીમ પ્રેમને લીધે હું મારી સત્ય બોલવાની પ્રતિજ્ઞા તોડી જુઠું બોલીશ. પુત્રિ! સાંભળ, હું પ્રદ્યુમ્નને તારથી ખબર આપવાનો છું કે તું મરી ગઈ છે. સ્હમજી!" કપિંજલા સ્તબ્ધ થઇ ગઈ, તે ઘુંટણીએ પડીને બોલી, "પિતાજી, પિતાજી! ક્ષમા કરો, એવું અસત્ય પગલું ન ભરો, એમનો આત્મા બહુ દુભાશે, ને કદાચ એ ફરી પરણશે તો મારે શોકય રૂપી સાલ થશે. પિતાજી! પુરૂષો તો પ્રથમ પરણેલી સ્ત્રી મરી જાય છે કે તુરત બીજી પરણવા ઇચ્છે છે, ને પરણે છે."

કાન્તિમાનઃ—"પુત્રિ! એટલે સુધી વાત નહીં વધવા દઉં. મારો ખાસ નોકર અને ગુપ્તચર ડોલરરાય નામનો છે. તેને હું મુંબાઇ મોકલીશ, એ તારા પતિની ચિકિત્સા જોશે. અને મને બધી બાતમી મળશે. હું ધારૂં છું તારા મૃત્યુસમાચારથી એને ઘણો પશ્ચાત્તાપ થશે. હવે તે કેટલે દરજ્જે પશ્ચાત્તાપ થાય છે, કેવી જાતનો થાય છે, તે જોવાનું છે. પુંડરિક એની પાસે હાલ સતત રહે છે, એના દુષ્ટ મિત્રો બધા ખસી ગયા છે. હું ધારૂં છું, પુંડરિક રૂપી સત્સંગની છાપ પ્રદ્યુમ્નના હૃદય ઉપર પડશે ને પરમાત્માની કૃપાથી સૌ સારાં વાનાં થશે."

કપિંજલા—"પિતાજી! મારૂં અંતઃકરણ, મારો સતીધર્મ આ પગલું ભરવાની ના પાડે છે, પણ આપ જેવા જ્ઞાની પિતા જે ઉપાય લેશો તે મારા હિત અર્થે જ હશે એમ ધારી, હું આપ અને પ્રભુને સર્વસ્વ સોપી દઇશ."

કાન્તિમાનઃ—"પુત્રિ! આજ કાલ તારામાં પ્રભુ ઉપર પ્રીતિ થયેલી જોઇ મને આનન્દ થાય છે. તારે માટે મેં એક સદાશિવ પ્રભુનું ધ્યાન બનાવ્યું છે તે એકાગ્રતાથી સાંભળ, અને એમાં ચિત્તવૃત્તિ રાખ્ય, તેથી પ્રભુ તારૂં કલ્યાણ કરશે. આ ધ્યાન સંપૂર્ણ લક્ષથી સાંભળઃ—

## ओम्‌नमः शिवाय ।

"પૂર્ણ બ્રહ્મ અને અખંડ, સત્ અને ચિત્તથી ન્યારો, જેને પહોચવાને મન, બુદ્ધિ, અને અહંકાર સંશયમાં પડે છે, તેવા પરમાત્માનું પદ્માસન મંડિત થઇ, ધ્યાન ધરવા યત્ન કરૂં છું. (તેનો વિધિ) નાસિકાપર દૃષ્ટિ રાખી, પ્રાણાયામ કરી, હૃદયના મધ્ય ભાગમાં એક કમળ કલ્પવું. અને તેના ઉપર બિરાજેલા પ્રભુ સદા શિવ, જે નિરાકાર છે, છતાં આપણા માનવજ્ઞાનની વૃદ્ધિ અર્થે સાકાર ધારેલા છે, તેનું ધ્યાન ધરવું. તે પ્રભુની તપાવેલા સુવર્ણ જેવી કાન્તિ છે, તથા કોટિ સૂર્યની પ્રભા જેવું તેજ છતાં કરોડો ચંદ્રની પ્રભા જેવી શીતળતા છે. મૃગચર્મના ઉપર તેણે આસન કર્યું છે, અને પોતે (સદાશિવ) નિરંજન યોગિની પેઠે, પોતાના આત્માને વિષે રહેલા પરબ્રહ્મરૂપ પોતાના સ્વરૂપનું ધર્યું છે ધ્યાન જેણે, એવા આત્મ પ્રદીપ્ત પરમાત્માને હું નમન કરૂં છું. મૃગચર્મ

ઉપર બેઠેલા અને ડાબા પગપર જમણો પગ રાખ્યો છે જેણે, અને પાદપદ્મ સૂર્ય બિંબથી ખીલેલા પદ્મ જેવો દેખાય છે. તેમાં આંગળીઓ રહી છે પાંખડીને ઠેકાણે, મધ્ય ભાગ રહ્યો છે કેસરાને ઠેકાણે, તથા ઘુંટિનો ભાગ રહ્યો છે નાળને ઠેકાણે, તેવા પાદપદ્મને એકાગ્રતાથી જોતાં, ઉર્ધ્વ તથા ધ્વજનુ ચિન્હ જેમાં શોભી રહ્યું છે, તથા જે પાદપદ્મની સેવા કરવા સિદ્ધ ગણો મધુકર રૂપ ધારણ કરી ગુંજારવ કરી રહ્યા છે, તથા જાનુ જંઘા જેની કદલી સ્તંભને લજ્જાયમાન કરે છે. તેવા પરમાત્માના દ્વિતીય અંગેને નમન કરૂં છું. નાભીને વિષે જાણે જળદ્રોણી હોય નહિં શું, તથા જાણે કે જગત પ્રસૂતિ પામી લય થઈ જતું હોય નહિં, તથા ત્રિવલયથી શોભિત અને સ્થિર રહ્યો છે, પ્રાણ અને અપાન જ્યાં આગળ, તથા ઉદાન, વ્યાન, અને સમાન સેવા કરે છે જેની એવા પ્રભુના ઉદરને હું નમન કરૂં છું. જેને કોઇની ઉપમા અપાતી નથી, એવા વિશાળ વક્ષઃસ્થળને વિષે, વામસ્કંધ ઉપર ધરેલું છે ત્રિસર નાગોપવિત જેણે, તથા ચળકતા મણિની માળા ધારણ કરી છે જેણે, અને કર્પુરના રસથી લેપાયલી છે કમળની માળા જેની, તથા જે વક્ષઃસ્થળને વિષે ભક્ત જનો વિશ્રાન્તિ પામે છે, તેવા વક્ષઃસ્થળ તથા હસ્તારવિંદને હું નમન કરૂં છું. નીલમેઘની કાંતિ જેવો, તથા જાણે કમળનો જ નાળ હોય નહિ એવો, તથા જગતના કલ્યાણને સુચવનારો, તથા પોતાના જીવનને નિરર્થક જાણતા સાધુજનોએ પરોપકારાર્થે, પોતાના દેહનેં અર્પણ કરવો જોઇએ એવા ઉપદેશના હેતુથી શ્યામતા દર્શાવતો, અને ગૌરકાંતિમાં ભૂષણ રૂપ નીલકંઠને હું નમસ્કાર કરૂં છું. મધુર મુખને વિષે ધરેલું છે અમૃત જેણે, તથા મુમુક્ષોઓના

જ્ઞાનરૂપ ભંડારને દર્શાવતી અવિચ્છિન્ન મેઘધારા જેવા મુખમંડળનું હું ધ્યાન ધરૂં છું. કર્ણકુંડળને વિષે ધરેલી છે મુદ્રા જેણે, તથા શિશુ ફણાધર બાળકો, અમૃત પીવાની લાલસાથી જ્યાં આગળ કુંડળ રૂપ ધારણ કરીને રહ્યાં છે, તથા નાસિકા જેની સુન્દર અને શોભાયમાન છે, તથા વૃદ્ધ યોગીના જેવી જેની શ્મશ્રુરાજી વીરાજી રહી છે તથા અગ્નિની શીખા જેવાં કરૂણ રસના તરંગથી ભરેલાં, વિશાળ ત્રિલોચન તથા સુન્દર વદનનું હું ધ્યાન ધરૂં છું. સ્થિર રહેલા શિશુશશિધર લલાટ પ્રદેશમાં, દિવ્ય ભસ્મથી લેપાયલા, તથા જેની અંદરથી અમૃત ઝર્યાં કરે છે, એવા ચંદ્ર બિંબ સહિત લલાટ પ્રદેશને હું નમન કરૂં છું. જટા જુથને વિષે અવિચ્છિન્ન પડતી ગંગાધારાને જાણે કે વિષ્ણુપાદોદકીના મદનેજ પોતે હરિ લેતા હોય નહીં, એ પ્રમાણે અક્ષય્ય જળ ધારાને જેણે ગુંચવી દીધી છે, એવા જટા મૌલિ, અને ચંદ્ર શેખર નામથી ઉપમા અપાતા **ભૂતપતિ** ભગવાન સદાશિવ સૃષ્ટિ સ્થિતિ, અને પાલનને અર્થે નિરંજન વન, જ્યાં સૂર્ય, ચંદ્ર, અને અગ્નિની પ્રભા પહોચતી નથી, એવા અલૌકિક પ્રભુનું હૃદય મન્દિરમાં ધ્યાન ધરૂં છું. વામભાગને વિષે સર્વ સૌન્દર્યથી શોભાયમાન ઉભેલાં મહાદેવી શ્રી **શૈલસૂતા,** જેનું વર્ણન હજારો શેષજીહ્વાના અગ્રથી પણ થઈ સકતું નથી. તે ભગવાનને ચામર કરતાં, અને પતિ સેવાના ધર્મનો ઉપદેશ કરતાં ઉભાં છે."

"પુત્રિ ! ધ્યાન પૂર્ણ થયું છે. જ્યારે એકાગ્રતાથી આ ધ્યાન શિખીશ, ત્યારે હું તને નિરાકાર પ્રભુ વિષે સહમજણ પાડીશ, અપવર્ગ શું એ શીખવીશ. પુત્રિ ! પ્રભુ તારૂં કલ્યાણ કરો."

આ પ્રમાણે કપિંજલાની સંમતિ લીધા પછી, ડોલરરાયને મુંબાઈ મોકલવામાં આવ્યો હતો. અને એણે જુદા જુદા વેષે પુંડરિક અને પ્રદ્યુમ્નની ચિકિત્સા જોઈ હતી. કપિંજલા ગુજરી ગયાના તારના સમાચાર આવ્યા તે વખતે જે બાવાજી ત્યાં ઉભા હતા, તથા સમુદ્રમાં અંતર્ધાન થઈ ગયા એવી જે બાવાજીની અફવા ચાલી હતી, તે ડોલરરાય પોતે જ હતો. પ્રદ્યુમ્ન અને પુંડરિક હિંદુસ્થાનમાં જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં ડોલરરાય તેમની પાછળ ફરતો, અને બધો વૃત્તાન્ત કાન્તિમાનને મોકલી આપતો. તે વૃત્તાન્ત કાન્તિમાન કપિંજલાને વંચાવતા. કપિંજલાના હર્ષનો પાર ન રહેતો. કાન્તિમાન કહેતા:—"કેમ પુત્રિ ! હવે તને ખાત્રી થાય છે કે ? પ્રદ્યુમ્નનો પ્રેમ વિશેષ કે તારો ?" કપિંજલા કહે "મહારાજ ! મારી સમજણ ફેર હતી, તે મારી ભુલ કબુલ કરૂં છું. જ્યારે એમનો મારા તરફનો પ્રેમ જોઉં છું. ત્યારે મને હર્ષનાં આંસુ આવે છે. પિતાજી ! બહુ થયું. હવે આપ એમને અહીં બોલાવો."

"પુત્રિ !" કાન્તિમાન બોલ્યા, "ઉતાવળે આંબા પાકતા નથી હજી વાર છે. જ્યારે મારી ખાત્રી થશે કે હવે એનું મન દૃઢ થયું છે, હવે એની બાળક બુદ્ધિ નષ્ટ થઈ છે, હવે એ ફરીને તને પાછો ભુલી નહિ જાય, ત્યારે જ તું જીવે છે એમ જાહેર કરવું છે. ત્યાં સુધી બન્ને મિત્રો ભલે હિંદુસ્થાનમાં ફરતા. એમનો અંગ રક્ષક ડોલરરાય બાર માણસ સાથે પાછળ જ છે." આ પ્રમાણે બે વર્ષ વીતી ગયાં. જ્યારે તેઓ ફરતા ફરતા ગીરનારની રમ્ય તળેટીમાં આવી પહોચ્યા, ત્યારે કાન્તિમાને પ્રબોધાને તેડવા મોકલી. પ્રો. મોરેલીટી પોતાના જુના સ્નેહીઓને મળવાને એકવાર ફરીને ઇંગ્લંડથી હિંદુસ્થાનને કિનારે ઉતર્યા હતા તે આ વખતે મંડલિકપુરના આશ્રમમાં હતા.

કાન્તિમાને કપિંજલાને કહ્યું હતું કે તું પ્રકટ થાય તે એવી રીતે થજે કે પ્રદ્યુમ્ન ગભરાય નહિં. પણ કપિંજલાએ જાતે બાગમાંથી સુગન્ધી ફુલ એકઠાં કરી રાખ્યાં હતાં. તે પોતાના પ્રિયતમને મળવાને તલપી રહી હતી. જેવું દ્વાર ઉઘાડી પ્રદ્યુમ્ન તથા પુંડરિક અંદર આવ્યા, તેવી અધીરી કપિંજલાએ પ્રેમથી પ્રદ્યુમ્નને હાર પહેરાવી વળગી પડી. પણ પ્રદ્યુમ્ન ગભરાઈ ગયો; એકદમ એના મગજ ઉપર લોહી ચ્હડી આવ્યું તે મૂર્છા પામી ગયો. રંગમાં ભંગ પડ્યો, તુરત બધાં ગભરાઈ ગયાં. લક્ષ્મીદેવીએ કપિંજલાને ઠપકો દીધો. કપિંજલા ઝાંખી પડી ગઇ. પુંડરિક પ્રથમ તો ગભરાઈ ગયો હતો, પણ પછી હુશીઆર થઈ ગયો. શીતોપચારથી પ્રદ્યુમ્નને શુદ્ધિમાં આણ્યો. એને એક મ્હોટા પર્યંક ઉપર સુવાડ્યો હતો. પ્રદ્યુમ્ન ભાનમાં તો આવ્યો, પણ તાવ જોશથી ચ્હડી આવ્યો. કાન્તિમાન, નારાયણ શર્મા, એની સારવારમાં રહ્યા. બધાનાં મ્હો કરમાઈ ગયાં. તાવમાં પ્રદ્યુમ્ન લવતો ' કપિંજલા! તું જીવે છે કે હું મરી ગયો છું?" કાન્તિમાન ધીરેથી કહેતા કે "વત્સ! કપિંજલા જીવે છે, તે તારી સેવા કરવાને તત્પર છે." પરમેશ્વરની કૃપાથી ત્રીજે દહાડે પ્રદ્યુમ્નને તાવ ઉતરી ગયો. તે શાંત થયો. બન્ને મિત્રોને ખાત્રી થઈ કે કપિંજલા જીવે છે. જ્યારે પ્રદ્યુમ્નને તાવ ઉતર્યો, ત્યારે કપિંજલાના જીવમાં જીવ આવ્યો. તાવ ઉતર્યે આઠેક દિવસ થયા, ને બધી રીતે જ્યારે બધાનાં મન શાન્ત થયાં, ત્યારે કાન્તિમાન બન્નેને એકઠાં કરી બોલ્યાઃ—વત્સ! પ્રદ્યુમ્ન! મેં તને જુઠા ખબર આપી છેતર્યો હતો, તેને માટે ક્ષમા કરજે. કપિંજલા જીવતી હતી, છતાં મરી ગઈ એમ જણાવી, તને નાહક દુઃખી કરી બહુ શ્રમ આપ્યો છે, તેને માટે

ક્ષમા કરજે." પ્રદ્યુમ્ન પગે પડયો:—"પિતાજી! આપે મારા રંક ઉપર કૃપા કરી. મારામાં કપિંજલા તરફનો પ્રેમ જાગૃત કરાવ્યો. આપની કૃપાથી જ તે બચી. આપની કૃપાથી જ આ શુભ દિવસ આવ્યો." પુંડરિક કાન્તિમાનના ચરણે પડયો, ને બોલ્યો "મહારાજ! આપની કૃપાથી જ મારો મિત્ર ઠેકાણે આવ્યો, નહિતો આવત જ નહીં. અમે તો જાણતા હતા જ કે કપિંજલાને આ જન્મમાં તો દેખવાના નથી. પણ કપિંજલા જીવે છે એ અલભ્ય લાભ આપની કૃપાનો જ પ્રભાવ છે" પ્રો. મોરેલીટી હર્ષમાં આવી ગયા, ને પોતાની ધોળી દાઢી હલાવતા બોલ્યા:—"Cheer up! cheer up! my, boys, alls well that, ends well."[1] લક્ષ્મીદેવી તથા નારાયણ શર્માના હર્ષનો પાર નહતો. એમણે દીકરી અને જમાઇને વધાવી લીધાં નિવેદિતા તથા રશ્મિકાન્તને મુંબાઇથી મંડલિકપુર તેડાવ્યાં. કપિંજલા એક તરફથી પોતાના ભાઇ પુંડરિક, ને બીજી તરફથી પોતાના પ્રિયતમની સેવામાં તત્પર રહેતી. પ્રદ્યુમ્ન કહેતો "વ્હાલી! આ સઘળું પુંડરિકને લીધે જ છે" પુંડરિક ઘણો જ ખુશી જણાતો. બધાંની ઇચ્છા એમ હતી કે પ્રબોધાને પુંડરિકને દેવી, કારણ પ્રબોધા જો કે કપિંજલાની દાસી તરીકે રહેતી, પણ તે બંગાળાની હતી. અને પ્રદ્યુમ્નને દૂરની સગી હતી. તેમજ કપિંજલાના સહવાસને લીધે આચાર વિચાર કપિંજલા જેવા જ હતા. શરીરે તે મજબુત હતી, ને મુખાકૃતિ સુન્દર હતી. પુંડરિક ઘણો ખરો સમય કાન્તિમાન તથા પ્રો. મોરેલીટી

---

૧ વ્હાલા પુત્રો! ખુશી થાઓ, આનન્દમય બનો; જેનું પરિણામ સારૂં આવે છે, તે સઘળું સારૂં છે.

જોડે ગાળતો. અને ધર્મ શાસ્ત્ર તથા બ્રહ્મજ્ઞાન ઉપર ચર્ચા ચલાવતો. કાન્તિમાનના કહેવાથી ધૂમ્રાક્ષ અને પુષ્પાવતી, જેઓએ કાશી નિવાસ કર્યો હતો, તેમને પુંડરિકે નીચે પ્રમાણે કાગળ લખ્યો હતો.

"રા. ધૂમ્રાક્ષભાઈ, તથા સૌ. બેન પુષ્પાવતી.

તમને જાણીને ખુશી થશે કે સૌ. કપિંજલા જીવે છે. પ્રધુમ્નને સુધારવા માટે જ મહારાજ કાન્તિમાને ખોટી અફવા ઉરાડી હતી. અને પ્રધુમ્ન જ્યારે ખરેખરો વિશુદ્ધ થયો, ત્યારે રહસ્ય પ્રકટ કર્યું. મહારાજા શ્રી તમારી સુધરેલી જીંદગીને માટે પ્રસન્ન છે. તમારે ગરીબી અવસ્થા ન ભોગવવી પડે, કોઇ પાસે યાચના ન કરવી પડે, એવા હેતુથી, તમે બન્ને જીવશો ત્યાં સુધી મહારાજા શ્રી મહીને રૂ. ૨૫ ) પચીશ મનીઓરડરથી મોકલશે. મહારાજ શ્રીની ખાસ ઇચ્છા એ છે કે તમારે કાશી અગર એવા તીર્થ સ્થાનમાં જીવન ગાળવું. અને પ્રધુમ્ન અગર કપિંજલાને મળવું નહીં. એમણે તમને બન્નેને શુભ આશીર્વાદ લખાવ્યા છે. પ્રધુમ્ન તથા કપિંજલાએ તમને પ્રંમાણુ લખાવ્યા છે. એજ.

લી. પુંડરિકના સવિનય પ્રણામ."

આ પત્રનો ઉત્તર આવ્યો, તેમાં એમણે કાન્તિમાનનો અત્યન્ત ઉપકાર માન્યો હતો. કારણુ એમને કાશીમાં મહા મહેનતે અન્ન મળતું. નિવેદિતા અને રશ્મિકાન્ત મંડલિકપુર આવી પહોંચ્યાં હતાં. અને એમને સઘળો મન્ત્ર કહેવામાં આવ્યો. નિવેદિતા બણી જ ખુશી થઇ. રશ્મિકાન્ત તો આ મહારાજશ્રીની બુદ્ધિથી છક

જ થઇ ગયો ને કાન્તિમાનને પગે પડી બોલ્યો "મહારાજ! આપની કૃપાને લીધે જ આ બધું છે" કાન્તિમાન હર્ષથી ગળગળા થઇ ગયા ને બોલ્યાઃ—"નહીં નહીં, પુત્ર! એ સઘળું પરમકૃપાળુ પરમેશ્વરની કૃપાને લીધે જ છે. એ જે કરે છે તે સારા માટે જ કરે છે. નિવેદિતા તથા રશ્મિકાન્ત મહીનો માસ રહ્યાં, ગીરનારની યાત્રા કરી, તથા મુંબાઇની જાગીર પ્રદ્યુમ્નને સોંપી. પછી કલકત્તે જવાની રજા માગી. અને આનાકાનીથી કાન્તિમાને તે રજા આપી. જતી વખતે નિવેદિતા પોતાના ભાઇને વળગી પડી ને બોલીઃ—'વીરા! હવે હું જાઉં છું. આપણે ક્યારે મળીશું?" પ્રદ્યુમ્ન બોલ્યો, "બ્હેન! જ્યારે પ્રભુ મેળવે ત્યારે" બાબાના આશીર્વાદ લઈ, અને વિયોગના અશ્રુ સાથે નિવેદિતા અને રશ્મિકાન્ત વિદાય થયાં.

સઘળાના હર્ષનો પાર ન હતો. કાન્તિમાને એમજ ઇચ્છા જણાવી કે પ્રદ્યુમ્ને મંડલિકપુરજ રહેવું. અને પુંડરિકે લગ્ન કરી મુંબાઈમાં પ્રદ્યુમ્નની બધી જાગીર સંભાળવી જેમાંની પહેલી ઇચ્છા પ્રદ્યુમ્ને કબુલ રાખી. પણ પુંડરિકે સવિનય ના પાડી. અત્રે જણાવવાની જરૂર છે કે કપિંજલાના સમાગમ થયા પછી પ્રદ્યુમ્ને પોતાનો ભગવો વેષ ઉતારી નાંખ્યો હતો. પણ તે સ્વચ્છ અને સાદો સફેત વેષ પહેરતો હતો. પરંતુ પુંડરિકે તો પોતાનો વેષ કાયમ રાખ્યો હતો. એને કપિંજલાએ એક દિવસ ઘણો સહમ જાવ્યોઃ "ભાઇ, આમ જ તારૂં જીવન ગાળીશ?"

પુંડરિકઃ—"બ્હેન! મારૂં જીવન હું આમ જ ગાળવા ઇચ્છું છું. મહારાજ શ્રી કાન્તિમાનના શિષ્ય તરીકે રહી હું મારો સમય અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં જ ગાળીશ. બ્હેન! વ્હાલી

બ્હેન! તને સુખી થઈ જોઈ, મને હવે કોઈ પણ પ્રકારની પાર્થિવ ઇચ્છા, વા આકાંક્ષા નથી. બ્હેન કેમ, તને હવે કાંઈ ન્યૂનતા છે?"

કપિંજલા:—'અમે બધાં એવાં સ્વાર્થી નથી કે અમારૂં સુખ શોધી અમારા પરમ પ્રિય મિત્રને દુ:ખી થવા દઈએ. અમે તો ક્યારનુંએ ધાર્યું છે કે તને પ્રબોધા દેવી."

પુંડરિક:—"બ્હેન, એ કદી બને નહિ. ગરીબ બીચારી પ્રબોધાને રખેને એવી ખોટી આશા આપતી: અને આપી હશે તેની જવાબદાર તું છે. હું આ દેહે તો કદી પરણવાનો નથી. કાંઈક મારો મમત્વ તારા સુખને અર્થે હતો તે પ્રદ્યુમ્નને સુધારી પ્રભુએ પૂર્ણ કર્યો છે. બ્હેન, હવે એ કદી બને એમ નથી."

કપિંજલા નિરાશ થઈ ગઈ, પણ તે પુંડરિકની દૃઢતા જાણતી. પ્રબોધા પહેલાં કંઈક માગાં એને માટે આવી ગયાં હતાં પણ તે સઘળાની એણે સાફ ના પાડી હતી. અને એના એ વિચારમાં એ દૃઢ જ હતો. કપિંજલાએ બહુ બહુ સ્હમજાવ્યો, પ્રદ્યુમ્ને બહુ બહુ સ્હમજાવ્યો, કાન્તિમાંને, તથા નારાયણ શર્માએ પણ બહુ બહુ સ્હમજાવ્યો, પણ એકનો બે થયો નહિં. આથી પછી એ વિચાર માંડી વાળ્યો. પુંડરિક ઘણો ખરો સમય ધ્યાનસ્થ રહેતો. પ્રો. મોરેલીટી જન્મપર્યંત કુંવારા હોવાથી, અને ઈંગ્લંડમાં એમને કોઇ અંગત સગું ન હોવાથી કાન્તિમાન પાસે જ રહેતા. અને વારંવાર બોલતા કે "મહારાજ, મારો અને તમારો સંબંધ છે તેવો પ્રભુ સતત કાયમ રાખે. મારે હવે મંડલિકપુરમાં જ રહેવું છે, અને આપણે બન્ને વૃદ્ધ મિત્રો સાથે જ

જીવન ગાળીશું." જે ઉમદા વિચારને બધાએ વધાવી લીધો હતો. માત્ર પુંડરિકનો દેહ ક્ષિણ થતો જતો. એના મુખપર કાન્તિ અ-લૌકિક વધતી જણાતી. પ્રદ્યુમ્ન અને કપિંજલા હવે અદ્વૈત પ્રેમથી જોડાયાં હતાં અને બન્ને પુંડરિક શી રીતે સુખી થાય એ જ વિચારમાં હતાં. કપિંજલા પ્રદ્યુમ્નને કહેતી:—"વ્હાલા ! તમે પુંડરિકભાઇને સારા ડૉકટરને બતાવો, મને એમની તબીયત ઠીક નથી લાગતી." આમ વિચાર થવાથી જે ડૉકટરે કપિંજલાને મટાડ્યું હતું તે ડૉકટરને મુંબાઇથી બોલાવ્યો. ડૉકટરે તબીયત તપાસી કહ્યું કે "એમને ઠીક છે, ધીમે ધીમે આરામ થશે." પણ કાન્તિમાનને એણે કહ્યું કે "સાહેબ ! માફ કરજો, પણ મને મી. પુંડરિકની તબીયત ઠીક નથી લાગતી. એને હાર્ટડીઝીઝ (હૃદયની નબળાઇનો રોગ) છે, અને કઇ ક્ષણે એનું 'હાર્ટ' બંધ પડી જશે, તે કહેવાતું નથી." આટલું કહી દવાનું "પ્રીસ્ક્રીપશન" (યાદી) આપી, ડૉકટર મુંબઈ ગયો. કાન્તિમાન આથી ગભરાયા, એમણે નારાયણશર્મા તથા પ્રો. મોરેલીટીને હકી-કત કહી. અને એ ત્રણે જણા જેમ બને તેમ પુંડરિકને ખુશી રાખવા મથતા. કપિંજલા, અને પ્રબોધા, તથા પ્રદ્યુમ્ન એની પાસે જ રહેતાં. ડૉકટર ગયા પછી કોણ જાણે શાએ કારણને લીધે પુંડરિકની તબીયત એકદમ લથડતી ચાલી. તેની હાલવા ચાલવાની શક્તિ બહુ જ નરમ થઈ ગઇ. કપિંજલાને તે કહેતો "બ્હેન ! હવે આ પૃથ્વીપર મારે થોડા દહાડા છે. મહાત્મા કાન્તિમાનના ઉત્તમ જ્ઞાનના પ્રભાવે, રાત્રીએ સ્વપ્નમાં હું પરમેશ્વરની અલૌકિક લીલા જોઉં છું, અને એનો આનંદ હું ભોગવું છું. બ્હેન, કાન્તિ-માન મનુષ્યદેહમાં ઇશ્વરાવતાર છે, એ નક્કી જાણજે. એમની

ઉદારતા, એમની મહાનુભાવતા અલૌકિક છે. એમની કૃપાથી હું પ્રભુના ચરણકમળમાં વહેલો જઇશ." પુંડરિકને જોરથી તાવ આવવા માંડયો. હવે શરીર હાથથી ગયું. હવે બચવાની બીલકુલ આશા ન રહી. એની મુખાકૃતિ શાંત હતી. આખા જીવનમાં જેણે એક પણ ખોટું કૃત્ય ન કર્યું હોય, તેને મૃત્યુને શો ડર છે? કાન્તિમાને ડૉકટરો ઉપર ડૉકટરો, વૈદ્ય ઉપર વૈદ્ય બોલાવ્યા. પણ સઘળા નિરાશ થઇ ચાલ્યા જતા હતા. એમ કરતાં શરદ્પુનમનો દિવસ આવી પહોંચ્યો. રાત્રી પડી, અને ચંદ્ર સંપૂર્ણ કળાથી ખીલ્યો. પુંડરિક બોલ્યોઃ—"બ્હેન ! આ પૃથ્વી ઉપર આ મારે છેલ્લો જ ચંદ્ર છે, હવે સૂર્ય ઉગવાનો જ નથી." કપિંજલા રોતે મુખે સાંભળી રહી. મનમાં બોલી, "પાછો મારા નસીબમાં એનો એ દિવસ કયાંથી આવ્યો?" કાન્તિમાન અને લક્ષ્મીદેવી એને કં કોડી ચોળતાં હતાં; એને શરદી થયે જતી હતી. પ્રો. મોરેલીટી હાથમાં બાઇબલ લઇ બેસી રહ્યા હતા. નારાયણશર્મા, ગભરાયલા ગભરાયલા આમ જતા ને તેમ જતા. એમને ચેન ન પડતું. લક્ષ્મીદેવી, બીજા ખંડમાં જઇ રોઇ રોઇ ને પાછાં આવતાં, એટલે હૈયું ખાલી કરવા કપિંજલા અને પ્રબોધા જતાં પ્રદ્યુમ્ન મનને કઠણ કરી, હીંમત રાખી મૃત્યુ શય્યાપર સુતેલા પોતાના મિત્ર પાસે બેસી રહ્યો હતો. કાન્તિમાન વખતો વખત બોલતા "કુમાર, પરમાત્માના ચરણમાં ચિત્ત રાખજે. **અક્ષરનિવાસી ગણો** હમણાં તને તેડવા આવશે. માટે કોઇ પણ વિષયમાં ચિત્ત ન સખીશ." પુંડરિક ડોકું હલાવતો. તે ધીમેથી બોલ્યોઃ—"મિત્ર પ્રદ્યુમ્ન ! પ્રભુમાં ચિત્ત રાખજે; મારી ગરીબડી બેન કપિંજલાને પુનઃ દુઃખી ન કરીશ. બ્હેન કપિંજલા ! આમ આવ. મારા મૃત્યુ સમયે તું

મારી સન્મુખ ઉભી રહેજે. પિતાજી ! મને શરીરમાં બહુ વ્યાધિ થાય છે. પિતાજી, મારી નસો તુટે છે, પિતાજી શ્વાસ રૂંધાય છે, પિતાજી મૃત્યુનું દુ:ખ બહુ છે. પિતાજી ! આ દૂરમાં જ્યોતિ શેનો દેખાય છે ?" કાન્તિમાન–"વત્સ! પ્રભુના ચરણ કમળનું ધ્યાન કર્યે." પ્રો. મોરેલીટી મોટેથી બાઇબલ વાંચતા હતા. ધૂપ અને દીવાઓ ચોગરદમ કરી દીધા હતા. નારાયણ શર્મા મોટેથી ગીતા વાંચતા હતા. લક્ષ્મીદેવી, અને મલ્લિકાદેવી **नमः शिवाय**નો ધ્વનિ કરી રહ્યાં હતાં. કપિંજલા પુંડરિકનો હાથ પોતાના હાથમાં લઇ પગ પાસે વજ્ર જેવું હૃદય કરી બેસી રહી હતી. પ્રદ્યુમ્ન માથા પાસે હતો. કાન્તિમાન સન્મુખ હતા. પુંડરિક અવાચક થઇ ગયો હતો. એનો શ્વાસ બ્હાર નીકળ્યો. "ઓ જીવ ગયો ઓ જીવ ગયો," એમ બધાને થયા કરતું હતું. ત્યાં એકદમ એક જોરથી એના દેહને આંચકો આવ્યો. આંચકા આવતાની સાથે તે બોલ્યો:" "મહારાજ, વિમાન તૈયાર છે. હું જાઉં છું. **જયનમ:**" કહેતાં પુંડરિકનો અમર આત્મા પરમેશ્વરના ચરણ કમળ સન્મુખ ચાલ્યો ગયો. દેહ ત્યાં પડી રહ્યો. પુંડરિકના મૃત્યુથી ત્યાં હાજર રહેલાં સર્વને અત્યન્ત શોક થયો, જેનું વર્ણન કરવું મુસ્કિલ છે. પ્રથમ તો બધાં પુષ્કળ રોયાં. કપિંજલા તો પોકેપોક મુકી રોઇ, ને માથાં કુટયાં. કાન્તિમાન જો કે બુમો નોતા પાડતા, પણ ખળ-ખળ રોતા હતા. "અરેરે, મારા વ્હાલા દિકરા," તે બોલ્યા. "માયા કરાવી આમ ખાસહું મારી કયાં ચાલ્યો ગયો દિકરા!" પ્રો. મો-રેલીટીથી આ દેખાવ સહન ન થયો. તે પણ રોઇ પડયા. "My Lord, My Lord! Why do you take

away such a blooming youth ? Lord! give him rest! Lord, pardon his sins if there be any. Amen!

ગમે તેટલા કલ્પાંતે પણ કાંઈ વળવાનું છે? જ્યાં મૃત્યુ પામ્યું એટલે દેહને ઘરમાં રખાય છે? યથાવિધિ પુંડરિકના દેહની ઉત્તર ક્રિયા કરી. અને ત્યાં એક શિવાલય બંધાવ્યું, તથા પુંડરિકની છબી મુકી. પ્રદ્યુમ્ન અને કપિંજલાને સૌ કરતાં વધારે લાગ્યું. પણ શું કરે! "દુઃખના દિવસ દહાડા." ધીરે ધીરે પુંડરિક વિસારે પડયો. માત્ર કપિંજલા એને સમાધિ લેવડાવેલી જગાએ રોજ સંધ્યાકાળે પુષ્પનો હાર પહેરાવવા કોઇકવાર એકલી, ને કોઇકવાર પ્રદ્યુમ્ન જોડે જતી.

---

## પ્રકરણ ૨૦

## સમાપ્તિ.

**ते हि नो दिवसा गताः ।**

**भवभूति.**

ઉપલા બનાવને બાર વર્ષ વીતી ગયાં. એક આધેડ ઉંમરનો પુરૂષ, અને એક સુન્દર યુવતી ઉદ્યાનના ફુવારા પાસે ઉભાં હતાં.

---

૧ "પ્રભો! આવા યુવાનને શા માટે આમ ઉપાડી લે છે! પ્રભુ એના આત્માને શાંતિ આપજો. પ્રભુ એનાં કાંઈપણ પાપ હોય તો ક્ષમા કરજો."

એક દશ વર્ષની ઇંગ્લીશ ડ્રેસ પહેરેલી છોકરી ઉભી હતી. એક આઠ વર્ષનો છોકરો લોખંડનું ચકરડું ગેડીમાં ભરાવીને ફેરવતો હતો. અને એક પાંચ વર્ષની છોકરી ફુલ વીણુતી હતી. ત્યાં દોડતો પેલો છોકરો આવી પહોચ્યો અને છોકરીનાં વીણેલાં ફુલ પડાવી લીધાં. આથી પેલી છોકરી રોવા બેઠી—"ઉં ઉં ઉં! કપિંજલા જોને આ શરચ્ચંદ્રડો મારાં ફુલ પરાવી લે છે." તે આધેડ પુરૂષ અને સ્ત્રી બીજું કોઈ નહી પણ પ્રદ્યુમ્ન અને કપિંજલા હતાં. એમણે પોતાના પુત્ર અને પુત્રીને લ્હડતાં નોંખાં પાડયાં. કપિંજલાએ પોતાના પુત્રને ધમકાવ્યો ને કહ્યું: "શરચ્ચંદ્ર! તું બહુ તોફાની છે હો! તને તો સુધારવાને તારા પુંડરિકકાકા જોઇએ."

શરચ્ચંદ્રઃ—'હેં કપિંજલા! એ પુંડરિકકાકા એવા સખત હતા? પિતાજી તો કહે છે કે પુંડરિકકાકા તો ઘણા માયાળુ હતા."

એટલામાં ત્રણે છોકરાં ભેગાં થઈ ગયાં. સૌથી મોટી છોકરી હતી તેનું નામ વિદુલા હતું. બીજો છોકરો હતો તેનું નામ શરચ્ચંદ્ર હતું, ને ત્રીજી છોકરી હતી તેનું નામ ચંદ્રિકા હતું. પુંડરિકના અવસાન પછી છએ મહિને પ્રબોધા ગુજરી ગઈ. કાન્તિમાનના મન ઉપર પુંડરિકના મૃત્યુથી ઘણી અસર થઇ હતી. પોતે તેથી ઘણાજ દિલગીર રહેતા, અને વારંવાર મલ્લિકાને કહેતા કે "દેવિ! પુંડરિકની માફક આપણી પણ ફરજ પુરી થઈ રહી છે. હવે કયાંસુધી આપણે આ સંસારમાં રહીશું"? પોતાના રાજ્યની ઈંગ્રેજ સરકારની સંમતિથી એમણે એમ વ્યવસ્થા કરી કે બેલાખ રૂપીઆની ઉપજ પૈકી એક લાખ રૂપીઆ દર વર્ષે ધરમાદા ખાતે કહાડયા હતા. પચીશ હજાર રૂપીઆ સરકારને આપ્યા

હતા. અને શિત્તેરહજાર રૂપીઆ દર વર્ષે પ્રદ્યુમ્ન, અગર એના વંશજને આપ્યા હતા. ને બાકી રહેલા પાંચહજાર રૂપીઆ પોતાના પ્રમાણિક નોકર ડોલરરાય અને એના વંશજને આપ્યા હતા. આ પ્રમાણે વ્યવસ્થાની મંજુરી ઠેઠ "સેક્રેટરી ઑફ સ્ટેટ" પાસેથી લીધી હતી. એમાં પ્રો. મોરેલીટીએ ઘણી મદદ કરી હતી. એ ધર્મગુરૂ છેલ્લીવાર ઈંગ્લંડ જઈ આવી, પાછા મંડલિકપુર પોતાના મિત્ર કાન્તિમાન પાસે જીવનશેષ ગાળવાને આવ્યા હતા.

સૌથી પહેલા પ્રો. મોરેલીટી મરણ પામ્યા. એમની ઇચ્છાથી એમના દેહને બાળવામાં આવ્યો હતો. તે દેહની રાખને ભૂમિદાહ કરી, તેના ઉપર એક સુન્દર ઇંગ્લીશ ચર્ચ (દેરૂં) કાન્તિમાને બંધાવ્યું. નારાયણશર્મા અને લક્ષ્મીદેવી ઘણીજ શાન્તિથી જીવન ગાળતાં. કારણ હવે એમને એક પણ ઇચ્છા રહી નહતી. કપિંજલાને એક પુત્રી પ્રસવી હતી, જેનું નામ વિદુલા પાડ્યું હતું. વિદુલના જન્મ પછી છએ મહિને લક્ષ્મીદેવી, અને મલ્લિકા પંદર પંદર દિવસને આંતરે ગુજરી ગયાં. અને એમના મૃત્યુ પછી બીજા છ મહિનાની અંદર નારાયણશર્મા પંચત્વને પામ્યા. પ્રદ્યુમ્નની બ્હેન નિવેદિતા એક પુત્રને જન્મ આપી કલકત્તામાં ગુજરી ગઇ, એમ એ સમયમાં ખબર આવ્યા હતા. છેવટ એકલા મહાત્મા કાન્તિમાન રહ્યા.

કપિંજલા કાન્તિમાનના ખોળામાં માંથુ મુકી પુષ્કળ રોતી, ને કહેતી. "પિતાજી! તમે હવે એકલા રહ્યા. મારાં પ્રિયજનો ક્યાં ગયાં ? પિતાજી, ઇશ્વર તમને દીર્ઘાયુષી કરે." પ્રદ્યુમ્ન પણ એજ પ્રમાણે કહ્યા કરતો. વિદુલા બે વર્ષની થયા પછી કપિં-

જલાને એક પુત્ર પ્રસવ્યો. કાન્તિમાને તેનું નામ શરચ્ચંદ્ર પાડયું. શરચ્ચંદ્રના જન્મ પછી એક વર્ષ દિવસને આંતરે કાન્તિમાને કૈલાસવાસ કર્યો. એમના મૃત્યુથી ગરીબ લોકો ઘણાંજ દિલગીર થયાં. "એવો ધર્મરાજા થયો પણ નથી ને થવાનો પણ નથી," એમ એ બધા કહેતા. પ્રધુમ્ને તથા કપિંજલાએ કાન્તિમાનના મૃત્યુ પછી એની એ દાનવૃત્તિ જાળવી રાખી. મંડલિકપુરની નદીના કિનારા ઉપર એક બીજો મ્હેલ પ્રધુમ્ને બંધાવ્યો, ને તેમાં કાન્તિમાન્, મલ્લિકા, નારાયણશર્મા, લક્ષ્મીદેવી, કાલિચરણ, શ્યામલતા, નિવેદિતા, જ્ઞાનદીપ, પ્રેમકન્યા, પુંડરિક, પ્રઓપા અને પ્રો. મોરેલીટોની છબીઓ ગોઠવી મહેલની વચમાં એક શંકરનું બાણ મુકયું. ને તેની આગળ એક સુન્દર આરસની પુતળી મુકી. જેની ટચલી આંગળીમાંથી પાણીની સેર તે શંકરના બાણ ઉપર પડયાં કરતી. દરરોજ સ્હાંજ સ્હવાર દરેક છબીને હાર ચ્હડાવવામાં આવતો ને ત્યાં ધૂપ, દીપ અને આરતી થતાં.

વૃદ્ધ થયેલો ડોલરરાય હવે માત્ર જુના સ્નેહી તરીકે હયાત હતો. અને કપિંજલા તથા પ્રધુમ્ન એને બહુજ માનથી બોલાવતાં. તે વખતો વખત એમની પાસે આવતો. 'કેમ રાયજી કાકા," પ્રધુમ્ન કહેતો "હવે ફરી બાવા કયારે બનવું છે?" ડોલરરાય હશી પડતો. "મહારાજ, એતો રાઈના પાડ રાતે વહી ગયા" કપિંજલા કહેતી, "રાયજી કાકા, પિતાજી વગર મને નથી ગમતું." ઉધરશ ખાતો ડોલરરાય કહેતો "બ્હેન! એ જમાનો ગયો, એ પ્રેમ ગયો. એ ધર્મ ગયો, હવે તો જ્યાં જોશો ત્યાં સ્વાર્થ, સ્વાર્થ, ને સ્વાર્થ. આયુષ્ય બહુ ટુંકાં થયાં. આશાઓ

લાંબી થઇ. બ્હેન હું તો પ્રભુ પાસે માગું છું કે તમને ને મારા છોકરા પરસોતમને મુકી મૃત્યુ પામું તો ભાગ્યશાળી." કપિંજલા ગળગળી થઈ ગઈ, "નાના, રાયજી કાકા! બધાં મરી ગયાં છે, તમેજ માત્ર હયાત છો, તમે પણ ચાલ્યા જશો તો હું એકલી બહુ મુંઝાઇશ." રાયજી બોલ્યા: "બ્હેન! એ ખરૂં, પણ અમે હવે મૃત્યુ લાયક થયા. [1]What can an old man do but die. માટે બ્હેન હવે અમે પ્રભુ પાસે એજ માગીએ છીએ." આમ નિર્દોષ વાર્તા વિનોદમાં, કાળ વ્યતીત થતો. પણ કપિંજલાને પોતાનાં વ્હાલાંનાં મૃત્યુથી બહુ દુઃખ થતું. પ્રદ્યુમ્ન અને કપિંજલાની કીર્ત્તિ દેશવિદેશ થઈ. કપિંજલાએ બીજાં ઘણુંક પુસ્તકો લખ્યાં. તેનાં દરેક ભાષામાં ભાષાન્તર થયાં, એની નામના હિંદુસ્થાન, ઇંગ્લંડ, અમેરીકા, જર્મની આદિ તમામ સુધરેલા દેશોમાં થઈ. ઈંગ્લંડ અને હિંદુસ્થાનના મોટા મોટા અમલદારો, ઉમરાવ લોકો તથા વિદ્વાનો આ દંપતીની મુલાકાત લેવા આવતા. પ્રદ્યુમ્નને "**સર**"નો ખીતાબ મળ્યો હતો. ને કપિંજલાને "**વીક્ટોરીઆ ગોલ્ડ મેડલ,**" (વિક્ટોરીઆનો સુવર્ણ ચંદ્રક) મળ્યો હતો. આ પ્રમાણે જીવનમાં દરેક રિતની અનુકુળતા હતી. છતાં પોતાના પ્રિયજન વગર આ દંપતી બહુ ઝુરતાં. કપિંજલાને સૌથી નાની પુત્રી હતી, તેનું નામ ચંદ્રિકા હતું.

પ્રકરણની શરૂઆતમાં લખ્યા પ્રમાણે કપિંજલાએ શરચ્ચંદ્ર તથા ચંદ્રિકાને લ્હડતાં નોખાં પાડયાં; ને બોલી—"કેમ વિદુલા! તારી પ્રબોધામાશીની છબીને હાર પહેરાવ્યો કે?" વિદુલા બોલી—

---

૧ ઘરડો માણસ મરે નહીં તો શું કરે?

" હાજી." પ્રદ્યુમ્નની આંખમાંથી એક અશ્રુબિન્દુ પડયું. કપિંજલા રોઈ પડી ને બોલી—" વ્હાલા, વ્હાલા, મને નથી ગમતું. અને હવે આ દુનિયા શુષ્ક લાગે છે. પિતાજીનો પ્રેમ હું કોઈ સ્થળે નથી જોતી. વ્હાલા, કયાં ગયાં એ બધાં મારાં પ્રિયજનો! વ્હાલા, આપણે એમને ફરી કયારે દેખીશું? "

પ્રધુમ્નઃ–"વ્હાલી ! જેમ પ્રભુની ઇચ્છા હશે તેમ થશે. તું સમજુ, ડાહી થઇને આમ ગાંડાઇ કહાડે તે ઠીક કહેવાય ?" શરચ્ચંદ્ર જોરથી ચકરડું દોડાવ્યા કરતો હતો. ચંદ્રિકા ફુલ તોડતી હતી. અને વિદુલા પોતાનાં માબાપ તરફ તાકીને જોઇ રહી હતી. કપિંજલાએ ઉંડો નિશ્વાસ મુકયો ને બોલી. "વ્હાલા, તમે કહોછો તે ખરૂં છે પણ મને ભૂતકાળના રમ્ય દિવસો બહુ સાંભરે છે. "વ્હાલા", "તે પોતાના પતિના કંઠે વળગી પડી, "વ્હાલા," "**ते हि नो दिवसा गताः ॥** " " તે આપણા દિવસો ચાલ્યા ગયા." પ્રધુમ્ન ઘણાજ સ્નેહથી પોતાની પ્રિયતમાના સુંદર મુખ ભણી જોઇ રહ્યો અને સ્મિત કર્યું.



# "સુન્દરી સુબોધ"

## નામના માસિક પત્ર માટેના અભિપ્રાયો.

"આ નામના માસિકના અંક અમને અભિપ્રાય માટે મળ્યા છે તેનો ઉપકાર સાથે અમે સ્વીકાર કરીએ છીએ. જ્યાં સુધી દેશની સ્ત્રીઓ મનોબળમાં, નૈતિકબળમાં, શરીરબળમાં તેમ ધાર્મિક વિષયોમાં આગળ પડતી નથી ત્યાં સુધી દેશની સંતતિ દેશની પ્રજા તે બાબતોમાં આગળ પડતી થાય એવી આશા રાખવી વ્યર્થ છે. આમ જોતાં સ્ત્રીઓની દશા સુધારવાને હાલ જે 'સંસારસુધારાસમાજ વગેરે મંડળો તથા બીજા ગ્રહસ્થો તરફથી યત્ન કરવામાં આવે છે તેનાથી પણ વધારે વ્યવહારીક યત્ન થવાની ઘણી જરૂર છે. આવા એક અપૂર્વ યત્નનો આરંભ **બન્ધુસમાજ** મંડળ તરફથી કરવામાં આવ્યો છે તે ઘણું ખુશી થવા જેવું છે. અને તેમના આ યત્નને સુજ્ઞ પ્રજા વર્ગ તરફથી સારૂં ઉત્તેજન મળી તેમનો ઉત્સાહ કાયમ રહે એવી આશા રાખવામાં આવે છે. આ માસિકમાં વખતોવખત આવનારા વિભાગ પાડવામાં આવ્યા છે તે ઉપરથી તે સ્ત્રીઓને ઘણું ઉપયોગી પત્ર થઇ પડશે એમ સ્પષ્ટ રીતે જણાય છે...... **બન્ધુસમાજના** આ શુભ પ્રયત્ન માટે અમે તે મંડળને અંતઃકરણપુર્વક અભિનંદન આપીએ છીએ અને આ ઉપયોગી માસિકને ઉત્તેજન આપવા અમારા ગુર્જર બન્ધુઓ અને બ્હેનોને વિનંતી કરીએ છીએ. રોયલ આઠ પેજી ત્રણ ફોર્મનું-મ્હોટાં ૨૪ પાનાનું સુંદર દેખાવવાળું હોવા છતાં ટપાલ ખર્ચ સાથે તેનું વાર્ષિક લવાજમ માત્ર સવા રૂપીયો રાખવામાં આવ્યું છે તે પ્રમાણમાં ઓછુંજ છે. આ ઉપરાંત ગ્રાહકોને એક સુબોધક પુસ્તક ભેટ આપવાની યોજના રાખવામાં આવી છે"—**ગુજરાતી પંચ.**

"'સુન્દરીસુબોધ' એ નામનું એક ઉપયોગી માસિક અમદાવાદ ખાતે પ્રકટ થતાં તેના અંક અમોને મળેલ છે. એ માસિક ખાસ કરી દેશી સ્ત્રીવર્ગમાં વાચનના ફેલાવ અને કેળવણીના વધારાના સાધન અર્થે પ્રકટ કરવામાં આવ્યું છે. તેમાં દાખલ કરવામાં આવેલા વિષયો ઘણા સારા અને તે સ્ત્રીવર્ગમાં બીજાં વાચનો કરતાં વધુ ઉપયોગી થઇ પડે એવા છે વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૧-૪-૦ (હવે રૂ. ૧-૪-૦) છે, કે જે તેના ઉપયોગીપણા તરફ ધ્યાન આપતાં ઘણું જુજ જણાવી શકાશે. અમે ઇચ્છીએ કે દેશી પ્રજા માંહેની કેળવાયેલી બાનુઓ અને સારાં વાચનનો શોખ ધરાવનારા પુરૂષવર્ગ તરફથી એ સાહસને ઘટતો ટેકો આપવામાં આવશે." —**કાઠિયાવાડ ટાઇમ્સ.**

"અમદાવાદની' **બન્ધુસમાજ**, તરફથી આ (સુન્દરી સુબોધ) માસિકે જન્મ લીધો છે. તેમનો મોકલેલો અંક અમને મળ્યો છે. શરૂઆત સારી છે. સ્ત્રી-પુરૂષ બેઉને વાંચવા લાયક છે. ગ્રહસ્થઘરમાં આવાં માસિકો વાંચવાથી ઘરમાં સ્ત્રી અને બાળકો નીતિવાન બને, તેવી ગોઠવણ આમાં સમાવેલી છે. આ માસિકનો અમો દીર્ઘાયું ઇચ્છીએ છીએ" **સિન્ધવર્તમાન.**

**સુન્દરીસુબોધ** નામનું એક માસિક તેના વ્યવસ્થાપક તરફથી મળ્યું છે. આ માસિક નો મુખ્ય હેતુ દેશી સ્ત્રીઓને ધીમે ધીમે કેળવવાનો છે અને તેના બે ત્રણ અંક જોતાં તે પોતાનું ધારેલું કામ બજાવવાની ઠીક કોશેષ કરે છે. જો કે ગુજરાતમાં પ્રકટ થતા કેટલાંક માસિકો ભારી અને નહી સમજ પડે એવા શબ્દો વાપરવામાં મોજ માને છે. તે છતાં આ માસિક તેવી ખોટથી લગભગ નીરાળું છે એ ગનીમત (ખુશી થવા જેવું) છે. આ માસિકનો લવાજમ ટપાલ ખર્ચ સુધાં ફકત રૂ. એક ને આના ત્રણ (હવે ચાર) છે. જે ખચીત જુજ છે.:'—**કોહિનુર-લક્ષ્મી.**

"**ગુજરાતી સ્ત્રીઓ માટેનું પત્ર**—સુન્દરીસુબોધ, જેનો પ્હેલો અંક મેહેરબાની રાહે અમને મોકલવામાં આવ્યો છે. તે એક ખાસ સ્ત્રીઓ માટે નિર્માણ થયેલું માસિક છે. જો કે પુરૂષ વર્ગને પણ રસ પડે તેવું તેમાં ઘણું છે. ગુજરાતી વાંચનારાઓએ આ પત્રને સારો આવકાર આપવો જોઇએ, કારણ કે તે જ્ઞાન અને આનન્દ બન્ને આપે છે, અને તેમાં ઘણી જાતના વિષયોનો સમાવેશ થયેલો છે. * * * * આ પત્રનો મુખ્ય હેતુ હિન્દી સ્ત્રીઓની ઉન્નતિનું કાર્ય વધારવાનો છે–જે હેતુને સંમતિ અને ઉત્તેજન આપનાર ઘણા મળી આવશે * * * * છેવટે, આ પત્રમાં એક વધારે ગુણ એ છે કે તે ઘણું સોંઘુ છે; તેનું વાર્ષિક લવાજમ ફક્ત એક રૂપિયો (હાલ સવા) છે.

ભાષાન્તર, **ઇન્ડીયન સોશિયલ રીફોર્મર**. ૨૮–૧૧–૦૩.

**—સુન્દરીસુબોધ**—એક માસિક. પ્રકાશ—**બન્ધુસમાજ.**

સર્વ રીતે સ્ત્રીઓ માટે પ્રગટ થતું આ એક માસિક છે જેની વાર્ષિક કીંમત માત્ર રૂપીયો એક (ટપાલ ખર્ચ સાથે રૂ. સવા) માં તે લગભગ મુફત જેવું છે. આર્યસન્નારીઓને સદ્‌ગુણ સંપાદન કરાવે તેવા અસલ સિદ્ધાંતો પૂરનારી આગલી મહીલાઓનાં પવિત્ર ચરિત્રો, ગ્રહસંસારની નિર્મળ રીતીઓ, પુત્રી પત્ની કિંવા મા, વહુ, ભાભી, નણંદ કે દેરાણી જેઠાણી પોતાની વર્તણુંકથી સંસારમાં દીવી પેરે ચલકી રહે તેવી સુચનાઓ, અસલના કવિ લેખકોના બોધ સહિતના લેખો આ નાહના માસિકમાં જોવામાં આવે છે. કર્તાની મુળ નેમ આ નાહનું માસિક પ્રવર્તાવવામાં ભલી છે. તેને અનુસરી તેમાં લખાણ જોવામાં આવે છે, અને હવે પછીથી દર માસે એજ પ્રમાણે લખાણોની સારી ચુંટણીઓ કર્તા કરશે એવી આશા છે. અકટોબરના અંકમાં કાવ્યકુંજની કવિતા માહે પરોવેલાં ઉત્તમ મોતીની એક હારમાળા બનાવી જે કોઇ સ્ત્રી પહેરશે તે સાચાં મોતીની લખો રૂપિયાની માળા પહેર્યા કરતાં વધુ બિરા-

જશે. (શોભશે) એકાદ માત્ર વાર્તા છે. એવાં ચોપન્યામાં બહુ-વાર્તાઓ સમાવવાની જરૂર નથી.

આ માસિક અમે ઉપર કહ્યું તેમ સ્ત્રીઓના લાભાર્થે બાહાર પાડવામાં આવે છે; તેમાં સ્ત્રીઓ પાસેથીબી લખાણો માગ્યામાં આવે છે. પોતાની કોમની સ્ત્રીઓનાં હિતાર્થે બાહાર પાડવામાં આ-વતાં આ માસિકને હિંદુઓ ઘટતું ઉત્તેજન દેશે એવી આશા છે."

—**સરસ્વતી** ઓકટોબર, ૧૯૦૩

"આ માસિકનો ઉદ્દેશ મુખ્યત્વે ગુર્જર સ્ત્રીવર્ગના જીવનને સુખ અને આનન્દથી પ્રફુલ્લિત કરે એવું શિક્ષણ અને જ્ઞાન આપે તેવું વાચન પુરૂં પાડવાનો છે. ઉદ્દેશ પ્રશંસનીય હોવાની સાથે અ-જ્ઞાનાંધકારમાં ગોથાં ખાતી તથા કલેશ, કંકાસ અને વહેમમાં દબાઈ ગયેલી ગુર્જર **ભગિનીઓ** તેમજ બન્ધુઓ માટે ઉપયોગી છે. સા-માન્ય જ્ઞાનવર્ધક ઉદ્દેશથી હાલ ગૂજરાતમાં ઘણાં માસિક પત્રોની-કળે છે. પરંતુ આવા—મુખ્યત્વે કરીને એકગામી ઉદ્દેશવાળા માસિકની ખાસ કરીને સ્ત્રી વર્ગને માટે ખોટ હતી, તે આ માસિકથી પુરી પડશે એવી આપણે તેનો પહેલો અંક જોયા પછી આશા રાખી શકીએ છીએ. પ્રકાશક મંડળ ઉત્સાહી, ઉમંગી હોવાની સાથે યુવાન અને સુશિક્ષિત હોવાથી આ માસિક ગુર્જર બ્હેનોને સહેલી ભાષામાં ઉપયોગી વાચન પુરૂ પાડવાને શકિતમાન થશે, એમ માની શકાય છે. આ માસિકનો ઉત્કર્ષ જોવાને અમે ઉત્સુક છીએ."

—**બુદ્ધિપ્રકાશ** ઓકટોબર, ૧૯૦૩.

"સુન્દરીસુબોધ" એ ગુજરાતી હિન્દુ સન્નારીઓના લાભને માટે અમદાવાદમાં હમણાંજ પ્રકટ થયેલું ગુજરાતીમાં માસિક છે એમાં કેટલાક લેખ સ્ત્રીઓના હાથના છે. અને તે ઘણી સારી રીતે લખા-યલા છે. લોકો તરફથી એને સારો આશ્રય ઘટે છે. વાર્ષિક લવાજમ ફક્ત એક રૂપીયો (ટપાલ ખર્ચ સાથે હવેથી રૂ. ૧—૪—૦) છે.

—ભાષાન્તર, **થીઓસોફીક** ગ્લીનર જુન ૧૯૦૪

## "સુન્દરીસુબોધ" પત્રનાં આદર્શરૂપ વચનો.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષર કવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબંધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ ?મ કરે: પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્ વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દરેક મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ?યસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ ?સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રિવિના ગૃહ નથી, ?વના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી"..."સ્ત્રીની ?તિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

નામદાર ગાયકવાડ સરકારે ઈનામ માટે મંજુર કરે

# ગીતમાળા.

જેમાં આધુનિક વિદ્વાન લેખકોના ઉત્તમ ગરબાનો
સંગ્રહ કરવામાં આવ્યો છે.

પ્રકાશક,
બન્ધુસમાજ.

અમદાવાદ.

મૂલ્ય છ આના.